Shree Jain Prachin Sahityoddhar Granthavali Series No. 7

श्री जैन प्राचीन साहित्योद्धार ग्रन्थावलि पुष्प ७

## પૂર્વાચાર્યવિરચિત

# શ્રી ઘંટાકર્ણ-માણિભદ્ર-મંત્ર તંત્ર કલ્પાદિ સંગ્રહ

ચોવીશ ચિત્રો સહિત

સંપાદક તથા સંશોધક

સારાભાઇ મણિલાલ નવાબ એમ.આર.એ.એસ. (લંડન)



પ્રકાશક

સં. ૧૯૯૫ સારાભાઇ મણિલાલ નવાબ · અમદાવાદ ઇ.૧૯૩૯

# નિવેદન

॥ ॐ वीतरागाय नमः ॥

મારી ગ્રન્થાવલિના છઠ્ઠા પુષ્પ તરીકે 'શ્રીમહાપ્રાભાવિક નવસ્મરણ' પ્રસિદ્ધ કરતી વખતના મારા નિવેદનમાં સૂચવ્યા મુજબ ગ્રન્થાવલિના સાતમા પુષ્પ તરીકે 'શ્રી ઘંટાકર્ણ-માણિભદ્ર-મંત્ર તંત્ર કલ્પાદિ સંગ્રહ' નામની આ લઘુ કૃતિ જાહેર જનતા સમક્ષ મૂકતાં મને અવર્ણનીય આનંદ થાય છે; અને એ પુસ્તકની પણ વધુ નકલો ખરીદ કરીને અમદાવાદવાળા દાનવીર શ્રીમાન્ માણેકલાલ ચુનીલાલ શાહ, શેઠ માણેકલાલ પ્રેમચંદ તથા શ્રીયુત કરમચંદ ચુનીલાલ શેરદલાલ તેમજ બીજા પણ મુનિમહારાજો અને સંસ્થાઓએ અગાઉથી તથા પછીથી ગ્રાહક થઇને મને આ અમૂલ્ય પ્રકાશન જાહેરમાં મૂકવા માટે ઉત્તેજિત કર્યો છે તે માટે તે સઘળાનો આભાર માનવાની આ તક લઉં છું અને ઇચ્છું છું કે મારાં હવે પછીનાં પ્રકાશનોની પણ વધુ પ્રમાણમાં નકલો ખરીદ કરીને બીજાં વધુ ગ્રન્થરત્નો જાહેર પ્રજા સમક્ષ મૂકવા માટે તેઓ મને વધુ તક આપશે.

## પ્રસ્તુત સંગ્રહ

આ ગ્રન્થમાં છાપવામાં આવેલાં યંત્રો તથા ચિત્રો વગેરેના પ્રકાશનના સર્વ હક્ક પ્રકાશકને જ સ્વાધીન હોવાથી પ્રકાશકની લેખિત મંજૂરી વિના કોઇ પણ સંસ્થા અગર વ્યક્તિઓએ નહિ છપાવવા આગ્રહભરી વિનતિ છે; વળી આ દુર્લભ યંત્રો તથા ચિત્રો પૂજનીય અને વંદનીય છે, તેમજ જ્ઞાન સ્વયં પણ પૂજ્ય છે; એટલે વાંચક અને દર્શક બંને પ્રત્યે નમ્ર વિનતિ છે કે તેઓ કૃપા કરીને તેની જરા પણ અવગણના ન કરે.

## ઋણસ્વીકાર

આ ગ્રન્થમાં છપાએલી ચિત્રાકૃતિઓ પૈકી ચિત્ર ૧, ૨, ૩, ૫, ૮ અને ૯ દિલ્હીવાળા લાલા મોતીલાલજી થપ્પાવાલાના સંગ્રહમાંથી તથા ચિત્ર ૪, ૬, ૭, ૧૦ અને ૧૧ થી ૨૨ સુધીની યંત્રાકૃતિઓ જ્યોતિષ, શિલ્પ અને મંત્રશાસ્ત્રવિશારદ આચાર્ય દેવ શ્રી જયસિંહસૂરીશ્વરજીએ તૈયાર કરી આપ્યાં છે અને શ્રી માણિભદ્રનું ત્રિરંગી ચિત્ર મુરબ્બીશ્રી રવિશંકર રાવળની દેખરેખ નીચે ગુજરાત કલાસંઘમાં તૈયાર કરાવેલું છે. તથા શ્રી ઘંટાકર્ણનું દ્વિરંગી ચિત્ર જૈન ચિત્રકાર જયંતીલાલ ઝવેરીએ તૈયાર કરેલું છે. તે માટે તે સઘળાઓનો અત્રે આભાર માનવાની તક લઉં છું.

**સારાભાઇ મણિલાલ નવાબ**

ચૈત્ર સુદી ૧૩ (મહાવીર જન્મદિન)
નવી પત્થરચાલ, **વડોદરા**
તા. ૨-૪-૧૯૩૯

# વિષયાનુક્રમ



# ચિત્રાનુક્રમ

# શ્રી ઘંટાકર્ણ-માણિભદ્ર-મંત્ર તંત્ર કલ્પાદિ સંગ્રહ.

## श्री घण्टाकर्ण कल्प

ॐ ह्रीं श्रीं क्लीं महावीर घण्टाकर्ण महाबल ! ।
आधिं व्याधिं विपत्तिं च, महाभीतिं विनाशय ॥१॥

ઓં, હ્રીં, શ્રી ક્લીં એ મન્ત્રાક્ષરોએ સહિત મહાબલવાન્ હે ઘંટાકર્ણ મહાવીર ! (મારા) આધિ, વ્યાધિ, વિપત્તિ અને મહાભયનો નાશ કર.

नाममन्त्रोऽस्ति ते सिद्धः सर्वमङ्गलकारकः ।
इष्टसिद्धिं महासिद्धिं, जयं लक्ष्मीं विवर्द्धय ॥२॥

સિદ્ધ થએલો તારા નામનો મન્ત્ર સર્વ પ્રકારના મંગલને કરનારો છે. અને તે ઇષ્ટની સિદ્ધિ, મહાસિદ્ધિ, જય અને લક્ષ્મીની વૃદ્ધિ કરો.

त्वच्छ्रद्धाभक्तियोगेन, भवन्तु सर्वशक्तयः ।
पराभवन्तु दुष्टाश्च, शत्रवो वैरिदुर्जनाः ॥३॥

તારી શ્રદ્ધા અને ભક્તિના યોગથી સર્વ શક્તિઓ પ્રાપ્ત થાઓ. અને દુષ્ટો, શત્રુઓ, વૈરી અને દુર્જનો પરાભવ પામો.

आपत्कालेषु मां रक्ष, मम बुद्धिं प्रकाशय ।
सर्वोपद्रवतो रक्ष, घोररोगान् विनाशय ॥४॥

તું સંકટ સમયે મારું રક્ષણ કર, મારી બુદ્ધિ પ્રકાશિત કર, સર્વ ઉપદ્રવોથી રક્ષણ કર અને ભયંકર રોગોનો નાશ કર.

**इष्टकार्याणि सिद्ध्यन्तु, तव भक्तिप्रतापतः ।**
**राज्यं रक्ष धनं रक्ष, रक्ष देहं बलादिकम् ॥५॥**

તારી ભક્તિના પ્રતાપથી મારા ઇચ્છિત કાર્યો સિદ્ધ થાઓ. રાજ્યનું રક્ષણ કર, તથા ધન, શરીર અને બળ વગેરેનું રક્ષણ કર.

**घोरोपसर्गतो रक्ष, रक्ष वह्निभयादितः ।**
**वने रणे गृहे ग्रामे, रक्ष राज्यसभादिषु ॥६॥**

ભયંકર ઉપદ્રવોથી અને અગ્નિ વગેરેના ભયથી રક્ષણ કર. તથા, વન, સંગ્રામ, ઘર, ગામ અને રાજ્યસભા વગેરે સ્થળે મારું રક્ષણ કર.

**दुष्टभूपादितो रक्ष, रक्ष सिंहारिसर्पतः ।**
**दैवीसंकटतो रक्ष, चाकस्मिकविपत्तितः ॥७॥**

દુષ્ટ રાજા વગેરેથી તેમજ સિંહ, શત્રુ અને સાપથી મારું રક્ષણ કર. તથા દૈવના સંકટથી અને અકસ્માત્ આવેલી વિપત્તિથી રક્ષણ કર.

**शाकिनीभूतवैतालान्, राक्षसांश्च निवारय ।**
**नवग्रहादिजां पीडां, शीघ्रं नाशय नाशय ॥८॥**

શાકિની ભૂત, વેતાલ અને રાક્ષસોનું નિવારણ કર, અને નવ ગ્રહ વગેરેની પીડાનો જલદી નાશ કર.

**चतुर्थादिज्वरं मारीं द्रुतं सर्पविषं हर ।**
**अलर्कश्वविषं शीघ्रं, शृगालविषमाहर ॥९॥**

ચોથીઆ વગેરે તાવ, મારી અને સાપના વિષને તુરત હરણ કર. હડકાયા કુતરાના ઝેરનો તથા શીઆળના વિષનો શીઘ્ર નાશ કર.

**वृश्चिकादिविषं तीव्रं, जहि जहि निवारय ।**
**आकस्मिकविपत्तौ च, साहाय्यं कुरु सर्वदा ॥१०॥**

વીંછી વગેરેના તીવ્ર ઝેરનો નાશ કર અને તેનું નિવારણ કર અને અકસ્માત્ વિપત્તિમાં હમેશાં સહાય કર.

**प्रत्यक्षं दर्शनं देहि, मच्छ्रद्धा प्रीतिभक्तितः ।**
**विद्यां देहि धनं देहि, देहि पुत्रश्च पुत्रिकाम् ॥११॥**

મારી શ્રદ્ધા, પ્રીતિ અને ભક્તિથી પ્રત્યક્ષ દર્શન આપ તથા વિદ્યા, ધન, પુત્ર અને પુત્રી આપ.

**कीर्त्तिं देहि यशो देहि, प्रतिष्ठां देहि च श्रियम् ।**
**सर्वं मे वाञ्छितं देहि, सुखं शान्ति प्रदेहि मे ॥१२॥**

કીર્તિ, યશ, પ્રતિષ્ઠા અને શ્રી આપ. અને મને સર્વ ઇચ્છિત વસ્તુ, સુખ અને શાન્તિ આપ.

**देहाऽऽरोग्यं च मे देहि, दुष्ट शत्रून् पराजय ।**
**ग्रन्थिज्वरं महामारीं, शमय शमय द्रुतम् ॥१३॥**

મને શરીરનું આરોગ્ય આપ, દુષ્ટો અને શત્રુઓનો પરાજય કર, ગાંઠીઓ તાવ (પ્લેગ) અને મહામારીને જલદી શાન્ત કર.

**घण्टाकर्ण महावीर, सर्ववीरशिरोमणे ! ।**
**घातकेभ्यश्च मां रक्ष, रात्रौ दिवा च सर्वदा ॥१४॥**

સર્વ વીરોના શિરોમણિ ઘંટાકર્ણ મહાવીર ! રાત્રિ અને દિવસે હિંસક–ઘાત કરનારા પ્રાણીઓથી મારૂં રક્ષણ કર.

**अपमृत्युप्रयोगाणां, नाशतो रक्ष मे सदा ।**
**मुष्टितो रक्ष देवेश !, कुरु वीरं महाबल ॥१५॥**

અપમૃત્યુના પ્રયોગોના નાશ કરવાથી મારૂં હમેશાં રક્ષણ કર, હે દેવેશ ! મૂઠથી રક્ષણ કર અને હે મહાબલવાળા મને શૂરવીર કર.

**घण्टाकर्ण महावीर, सर्वशक्तिं प्रदेहि मे ।**
**आपत्कालेषु रक्षां मे, कुरुष्व कीर्त्तिरक्षणम् ॥१६॥**

હે ઘંટાકર્ણ મહાવીર ! મને સર્વ શક્તિ આપ, આપત્તિના કાળે મારી રક્ષા કર અને મારી કીર્તિનું રક્ષણ કર.

**कुरुष्व मम सान्निध्यं, सर्वदा सर्वशक्तितः ।**
**चतुर्विधस्य संघस्य, रक्षणं कुरु सर्वथा ॥१७॥**

તારી સર્વ પ્રકારની શક્તિથી હમેશાં મને સહાય કર, અને ચતુર્વિધ સંઘની સર્વથા રક્ષા કર.

**ॐ ह्रीं श्रीं क्लीं महावीर !, घण्टाकर्ण महाबल ।**
**शान्तितुष्टिं च पुष्टिं च, कुरु स्वाहा महाश्रियम् ॥१८॥**

ॐ ह्रीं श्रीं क्लीं મન્ત્રાક્ષર સહિત મહા બલવાળા ઘંટાકર્ણ મહાવીર! મને શાન્તિ, તુષ્ટિ અને પુષ્ટિ કર તથા મહા લક્ષ્મીવાળો મને કર.

घण्टाकर्ण महावीर! सर्वसंघहितं कुरु।
देशे राज्ये च खण्डेषु, सुखं शान्तिं कुरु द्रुतम् ॥१९॥

હે ઘંટાકર્ણ મહાવીર! સર્વ સંઘનું કલ્યાણ કર તથા દેશ, રાષ્ટ્ર અને બધા ખંડોમાં શીઘ્ર સુખ અને શાન્તિ કર.

त्वन्नामाक्षरमन्त्रस्य, यन्त्ररूपेण तिष्ठसि।
तत्र शान्तिर्महातुष्टिः, पुष्टिश्च जायते ध्रुवम् ॥२०॥

જ્યાં તારા નામાક્ષરના મન્ત્રના યન્ત્રરૂપે તું રહે છે ત્યાં શાન્તિ, મહાતુષ્ટિ અને પુષ્ટિ અવશ્ય થાય છે.

देशे राज्ये पुरे संघे, सर्वजातिप्रजागणे।
पशुपक्षिगणे शान्तिं, कुरु मारीं हर द्रुतम् ॥२१॥

દેશ, રાષ્ટ્ર, નગર, સંઘ અને સર્વ જાતની પ્રજાઓમાં તથા પશુ અને પક્ષીઓના ટોળામાં શાન્તિ કર અને જલદી મારી–ઉપદ્રવનું હરણ કર.

सूरिवाचकसाधूनां, ब्राह्मणानां शिवं कुरु।
क्षत्रियाणां च शूद्राणां, शान्तिं कुरुष्व सत्वरम् ॥२२॥

આચાર્ય, ઉપાધ્યાય, સાધુઓ અને બ્રાહ્મણોનું કલ્યાણ કર. તથા ક્ષત્રિયો અને શૂદ્રોને સત્વર શાન્તિ કર.

ॐ क्रौं द्रां द्रीं महावीर, घण्टाकर्ण शिवं कुरु।
स्फोटकादिमहारोगान्, नाशय भक्तदेहिनाम् ॥२३॥

ॐ क्रौं द्रां द्रीं મન્ત્રાક્ષર યુક્ત ઘંટાકર્ણ મહાવીર! ભક્તજનોનું કલ્યાણ કર અને તેઓના વિસ્ફોટકાદિ મહારોગોનો નાશ કર.

ऐं क्लौं स्त्रौं ह्रीं महावीर, घण्टाकर्ण महाबल!।
विद्यां देहि बलं देहि, शुद्धबुद्धिं प्रदेहि मे ॥२४॥

ऐं क्लौं स्त्रौं ह्रींકાર યુક્ત મહાબળવાળા ઘંટાકર્ણ મહાવીર! મને વિદ્યા અને બલ આપ અને શુદ્ધ બુદ્ધિ આપ.

ग्रथिलत्वं च चित्तस्थं, दूरं कुरुष्व शक्तिमन्।
शुद्धज्ञानप्रदानेन, मोक्षमार्गं प्रदर्शय ॥२५॥

હે શક્તિમાન્! મારા ચિત્તમાં રહેલું ઘેલાપણું તું દૂર કર અને શુદ્ધ જ્ઞાનને આપવા વડે મોક્ષનો માર્ગ બતાવ.

ऐं क्ष्रौं स्त्रौं ह्रीं महावीर, घण्टाकर्ण महाबल ! ।
भूतादिदोषनाशेन, शुद्धबुद्धिं विवर्द्धय ॥२६॥

ऐं क्ष्रौं स्त्रौं ह्रींકાર યુક્ત મહાબળવાન્ ઘંટાકર્ણ મહાવીર! ભૂતાદિ દોષોનો નાશ કરીને મારી શુદ્ધ બુદ્ધિ વધાર.

वातपित्तकफोद्भूतान्, सर्वरोगान् विनाशय ।
सात्त्विकप्रकृतिं कुर्या–ॐ ह्रीं स्वाहा नमोऽस्तु ते ॥२७॥

વાયુ, પિત્ત અને કફથી ઉત્પન્ન થએલા સર્વ રોગોનો નાશ કર, મારી સાત્વિક પ્રકૃતિ કર, તને ॐ ह्रीं स्वाहा યુક્ત નમસ્કાર થાઓ.

योगिनीवीरवेतालपिशाचभूतमुद्गलाः ।
त्वन्मन्त्रजापतो दूरी–भवन्तु मे सुखं कुरु ॥२८॥

યોગિની, વીર, વેતાલ, પિશાચ, ભૂત અને મુદ્ગલો તારા મન્ત્રના જાપથી દૂર થાઓ અને તું મને સુખ કરનાર થાઓ.

ॐ ह्रां ह्रीं क्लूँ महावीर, घण्टाकर्ण नमोऽस्तु ते ।
पादोरुहस्तशीर्षाणि, रक्ष स्वाहा शुभं कुरु ॥२९॥

ॐ ह्रां ह्रीं क्लूँ યુક્ત હે ઘંટાકર્ણ મહાવીર તને નમસ્કાર થાઓ. પગ, સાથળ, હાથ અને મસ્તકનું તું રક્ષણ કર અને કલ્યાણ કર.

कुरुष्व मे हितं सर्वं, स्थित्वा मे हृदि भक्तितः ।
गुर्वादिदत्तशापानां, नाशं कुरु नमोऽस्तु ते ॥३०॥

ભક્તિથી મારા હૃદયમાં રહીને મારૂં સર્વ પ્રકારનું હિત કર, ગુરુ વગેરે એ આપેલા શ્રાપનો નાશ કર, તને નમસ્કાર થાઓ.

ॐ ह्रीं श्रीं क्लीं महावीर, घण्टाकर्ण नमोऽस्तु ते ।
प्रत्यक्षं दर्शनं दत्त्वा, वाञ्छितं मे प्रसाधय ॥३१॥

ॐ ह्रीं श्रीं અને क्लीं યુક્ત હે ઘંટાકર્ણ મહાવીર! તને નમસ્કાર થાઓ, અને મને પ્રત્યક્ષ દર્શન આપીને મારું વાંછિત સિદ્ધ કર.

सत्यं दर्शय मे शीघ्रं, वीर्यशक्तिं प्रवर्द्धय ।
त्वन्मन्त्रसिद्धयः स्युर्मे, ध्रुवं सत्यं हितं कुरु ॥३२॥

મને સત્યનું શીઘ્ર દર્શન કરાવ, મારી વીર્યશક્તિવધાર. મને તારા મન્ત્રની સિદ્ધિ થાઓ અને તું સત્ય અને હિતકારક થા.

मनोवाक्काययोगानामारोग्यं च प्रवर्द्धय ।
प्रसन्नः स्या मयि प्रीत्या, शुभं कुरुष्व मे सदा ॥३३॥

મન, વચન અને કાયયોગોનું આરોગ્ય વધાર. મારા ઉપર પ્રીતિવડે પ્રસન્ન થા અને મારૂં હમેશાં ભલું કર.

प्रतिष्ठां रक्ष कीर्त्तिं मे, मम पार्श्वे स्थितिं कुरु ।
घण्टाकर्ण महावीर, वश्यान् कुरुष्व मानवान् ॥३४॥

મારી પ્રતિષ્ઠા અને કીર્તિનું રક્ષણ કર. અને મારી પાસે રહે. હે ઘંટાકર્ણ મહાવીર! મનુષ્યોને વશ કર.

घण्टाकर्ण महावीर, वचः सिद्धिं प्रदेहि मे ।
संरक्ष सर्वतो देव !, स्यास्त्वं सहायको महान् ॥३५॥

હે ઘંટાકર્ણ મહાવીર! મને વચનસિદ્ધિ આપ. ચોતરફથી મારી રક્ષા કર. અને તું મહાન્ સહાયક થા.

सर्वस्थानेषु मां रक्ष, भव धर्मे सहायकः ।
वादे विवादे युद्धे च, जयं मे कुरु सर्वतः ॥३६॥

સર્વ ઠેકાણે મારી રક્ષા કર. ધર્મમાં સહાયક થા. વાદ, વિવાદ અને યુદ્ધમાં મારો ચારે તરફથી જય કર.

मङ्गलानि कुरु स्पष्टं, सर्वकर्मसु मे ध्रुवम् ।
मां रक्ष शत्रुलोकेभ्यो दुष्टान् वारय वेगतः ॥३७॥

મારા સર્વ કાર્યમાં સ્પષ્ટ રીતે અવશ્ય મંગલ–વિઘ્નોનો નાશ–કર, શત્રુ લોકોથી મારૂં રક્ષણ કર અને દુષ્ટોનું વેગથી વારણ કર.

आत्मनः शुद्धिकार्यार्थं, साहाय्यं मे कुरु द्रुतम् ।
चिदानन्दस्वरूपं मे, कृपां कृत्वा विकासय ॥३८॥

આત્માની શુદ્ધિ કરવા માટે મને શીઘ્ર સહાય કર અને કૃપા કરીને મારું ચિદાનન્દસ્વરૂપ પ્રગટ કર.

विश्वजीवहितार्थं मे, सर्वशक्तिप्रकाशने ।
धर्मकार्ये सहायत्वं, देहि मंक्षु कृपाकर ॥३९॥

હે દયાળુ! જગતના જીવોનું હિત કરવા માટે મારી સર્વ શક્તિઓ પ્રગટ કરવામાં જલદી સહાય આપ.

क्षेत्रपालमहावीर ! घण्टाकर्ण महाबल ! ।
शत्रून् स्तम्भय वेगेन, त्रासय भापय द्रुतम् ॥४०॥

હે ક્ષેત્રપાલ, મહાબળવાન્ ઘંટાકર્ણ મહાવીર! વેગથી શત્રુઓનું સ્તંભન કર, તેમને જલદી ત્રાસ આપ અને બીવરાવ.

घण्टाकर्णमहावीर, क्षेत्रपाल महाबल! ।
क्षेत्रं ग्रामं पुरं रक्ष, रक्ष संघं च मे द्रुतम् ॥४१॥

હે ક્ષેત્રપાળ, મહાબળવાન્ ઘંટાકર્ણ મહાવીર! ક્ષેત્ર, ગામ અને નગરનું રક્ષણ કર અને જલદી મારા સંઘની રક્ષા કર.

ॐ क्षां क्षीं क्षूं महावीर, क्षैं क्षौं क्षः सर्वशक्तिमान् ।
घण्टाकर्ण धृतिं कीर्त्तिं, कान्तिं ज्ञानं प्रदेहि मे ॥४२॥
ग्रन्थिज्वरं महामारीं, शामय त्वं बलाद् ध्रुवम् ।
ग्रामपुरस्थलोकानां पशूनां रक्षणं कुरु ॥४३॥

ॐ क्षां क्षीं क्षूं क्षैं क्षौं क्षः મન્ત્રાક્ષરયુક્ત હે સર્વશક્તિમાન્ ઘંટાકર્ણ! મને ધૈર્ય, કીર્તિ, કાન્તિ અને જ્ઞાન આપ તથા ગાંઠીઓ તાવ (પ્લેગ) અને મહામારીને એકદમ અવશ્ય શાન્ત કર.

आकर्षय प्रियान् शीघ्रं, मत्प्रियाणां कुरु प्रियम् ।
सर्वकार्यसहायस्त्वं, भव शत्रूंश्च दण्डय ॥४४॥

મારા પ્રિય જનોને જલદી આકર્ષિત કર. મારા પ્રિયજનોનું ભલું કર. સર્વ કાર્યમાં સહાયક થા અને મારા શત્રુઓને શિક્ષા કર.

त्वच्छक्त्या रक्ष मे शीघ्रमारोग्यं देहि सत्वरम् ।
स्वेष्टाश्च सिद्धयः सन्तु, लक्ष्मीवृद्धिं कुरुष्व मे ॥४५॥

તારી શક્તિથી મારું શીઘ્ર રક્ષણ કર. મને સત્વર આરોગ્ય આપ. અને પોતાને ઈષ્ટ એવી સિદ્ધિ થાઓ અને લક્ષ્મીની વૃદ્ધિ કર.

ॐ घण्टाकर्ण महावीर !, धनसमृद्धिं प्रवर्द्धय ।
राज्यं च राज्यमानं च बलं बुद्धिं प्रवर्द्धय ॥४६॥

ॐ ઘંટાકર્ણ મહાવીર! ધન અને સમૃદ્ધિ વધાર. તથા રાજ્ય, રાજ્યમાન, બલ અને બુદ્ધિ વધાર.

जयं च विजयं देहि, देहि मे सर्वमङ्गलम् ।
शान्तितुष्टिं तथा पुष्टिमारोग्यं देहि वैभवम् ॥४७॥

જય, વિજય અને સર્વ પ્રકારના મંગલ આપ, તથા શાન્તિ, તુષ્ટિ, પુષ્ટિ, આરોગ્ય અને વૈભવ આપ.

**सर्वोन्नतिकारोऽस्तु, मद्रक्षां कुरु सर्वदा ।**
**यत्र तत्र स्थितं रक्ष, मम सर्वप्रियं कुरु ॥४८॥**

તું સર્વથા ઉન્નતિકારક થા, અને હમેશાં મારી રક્ષા કર. જ્યાં ત્યાં રહેલા એવા મારૂં રક્ષણ કર, અને મારૂં સર્વ પ્રકારે ભલું કર,

**सहायं कुरु सर्वत्र, वाञ्छितां देहि सम्पदम् ।**
**शिवं क्षेमं च योगं च, रक्ष यन्त्रस्थितो द्रुतम् ॥४९॥**

યન્ત્રરૂપે રહેલો તું મને સર્વ સ્થળે સહાય કર અને ઇચ્છિત સંપત્તિ આપ. તથા સત્વર મારા કલ્યાણ અને યોગ ક્ષેમની રક્ષા કર.

**ॐ घण्टाकर्ण महावीर!, सर्ववीर महाबल ! ।**
**गर्भस्थं बालकं रक्ष, रोगेभ्यो रक्ष बालकान् ॥५०॥**

સર્વ વીરો કરતાં મહાબલવાન્ ઘંટાકર્ણ મહાવીર! ગર્ભમાં રહેલા બાળકની રક્ષા કર અને રોગોથી બાળકોનું રક્ષણ કર.

**पुत्रं च पुत्रिकां देहि, देहि वित्तं बलं श्रियम् ।**
**दीर्घायुर्जीवनं देहि, देहि मे वाञ्छितं फलम् ॥५१॥**

પુત્ર, પુત્રી, ધન, બળ અને શ્રી આપ. તથા દીર્ઘાયુષવાળું જીવન અને ઇચ્છિત ફળ આપ.

**धीश्रीशान्तिश्रियं देहि, देहि ब्रह्मबलं महत् ।**
**सर्वोन्नतिपदं देहि, मत्प्रियं कुरु सर्वदा ॥५२॥**

બુદ્ધિરૂપ લક્ષ્મી અને શાન્તિરૂપ લક્ષ્મી આપ. તથા મહાન્ બ્રહ્મબલ અને સર્વઉન્નતિનું પદ આપ અને મારૂં હમેશાં ભલું કર.

**त्वच्छक्त्या मे ध्रुवं सिद्धिर्भूयान्मद्भक्तिशक्तितः ।**
**ॐ ह्रीं श्रीं क्लीं महावीर, साहाय्यं मे कुरु द्रुतम् ॥५३॥**

તારી શક્તિથી મને અવશ્ય સિદ્ધિ થાઓ. અને મારી ભક્તિ અને શક્તિથી ॐ ह्रीं श्रीं क्लीं મહાવીર! મને શીઘ્ર સહાય કર.

**ॐ आं क्रों ह्रीं महावीर, घण्टाकर्ण महाबल ।**
**वाञ्छितं देहि मे शीघ्रं, सर्वशक्तिम् प्रदेहि मे ॥५४॥**

ॐ श्रां क्रौं ह्रीं કાર યુક્ત મહાબળવાળા ઘંટાકર્ણ મહાવીર! મને શીઘ્ર ઈચ્છિત આપ અને સર્વ પ્રકારની શક્તિ આપ.

**घण्टाकर्ण महावीर, मन्त्रयन्त्रप्रभावतः।**
**वाञ्छितं सर्वलोकानां, भवत्येव न संशयः ॥५५॥**

હે ઘંટાકર્ણ મહાવીર! તારા મન્ત્ર અને યન્ત્રના પ્રભાવથી સર્વ લોકોનું ઇચ્છિત કાર્ય થાય છે તેમાં સંશય નથી.

**पुत्रार्थी लभते पुत्रं, धनार्थी लभते धनम्।**
**विद्यार्थी लभते विद्यां, दारार्थी लभते स्त्रियम् ॥५६॥**

પુત્રની ઇચ્છાવાળો પુત્ર, ધનની ઇચ્છાવાળો ધન, વિદ્યાનો અર્થી વિદ્યા અને સ્ત્રીની ઇચ્છાવાળો સ્ત્રી મેળવે છે.

**यादृशी यस्य वाञ्छाऽस्ति, तस्य तादृक् फलं भवेत्।**
**घण्टाकर्णमहावीर–मन्त्राराधनतो ध्रुवम् ॥५७॥**

ઘંટાકર્ણ મહાવીરના મન્ત્રારાધનથી અવશ્ય જેવી જેની ઇચ્છા હોય છે તેવું તેને ફળ મળે છે.

**पञ्चामृतस्य होमेन, गुग्गुलाद्यैश्च होमतः।**
**गुर्वाज्ञाऽनुभवेनैव, मन्त्रसिद्धिर्भवेद्ध्रुवम् ॥५८॥**

પંચામૃતના અને ગુગળ વગેરેના હોમથી તથા ગુરુની આજ્ઞા અને અનુભવથી અવશ્ય મન્ત્રની સિદ્ધિ થાય છે.

**जैनशासनवीरोऽस्ति, सम्यग्दृष्टिर्महाबलः।**
**चतुर्विधस्य संघस्य, वृद्धिकर्त्ता शुभङ्करः ॥५९॥**

સમ્યગ્દૃષ્ટિ અને મહાબળવાળો જનશાસનનો વીર છે અને તે ચતુર્વિધસંઘની વૃદ્ધિ અને કલ્યાણ કરનારો છે.

**घण्टाकर्णमहावीरो जयताज्जगतीतले।**
**अधिष्ठायकदेवोऽस्ति, जैनधर्मस्य धर्मिणाम् ॥६०॥**

ઘંટાકર્ણ મહાવીરનો જગતમાં જય થાઓ. તે જૈનધર્મનું પાલન કરનારા જૈનોનો અધિષ્ઠાયક દેવ છે.

**त्वन्मन्त्रयन्त्रयोगेन, कलौ सर्वत्र देहिनाम्।**
**भविष्यति सदा स्वेष्ट–कार्यसिद्धिफलं ध्रुवम् ॥६१॥**

તારા મન્ત્ર અને યન્ત્રના પ્રભાવથી કલિયુગમાં સર્વ સ્થળે પ્રાણીઓને હમેશાં પોતાના ઈષ્ટ કાર્યની સિદ્ધિનું ફળ થશે.

कलौ जाग्रत्प्रभावस्त्वं, संघरक्षां करिष्यसि ।
घण्टाकर्ण महावीर, कुरुष्व सुखमङ्गलम् ॥६२॥

તું કલિયુગમાં જાગતા પ્રભાવવાળો છે અને તું જ સંઘની રક્ષા કરશે તેથી હે ઘંટાકર્ણ મહાવીર ! મને સુખ અને મંગલ કરો.

घण्टाकर्ण महावीर, मन्त्रश्रवणपाठतः ।
शान्ति तुष्टिं च पुष्टिं सत्सुखं कुरुष्व मङ्गलम् ॥६३॥

હે ઘંટાકર્ણ મહાવીર ! તારા મન્ત્રના શ્રવણ અને તેનો પાઠ કરનારને શાન્તિ, તુષ્ટિ, પુષ્ટિ, સાચું સુખ અને મંગલ કર.

घण्टाकर्ण महावीर-मन्त्रयन्त्रप्रभावतः ।
श्रोतॄणां वाचकानां च, गृहे भवतु मङ्गलम् ॥६४॥

ઘંટાકર્ણ મહાવીરના મન્ત્ર અને યન્ત્રના પ્રભાવથી શ્રોતા અને વાચકના ઘરે મંગલ થાઓ.

घण्टाकर्ण महावीर-मन्त्रमष्टोत्तरं शतम् ।
यः पठेच्छ्रद्धया नित्यं, तस्येष्टं मङ्गलं भवेत् ॥६५॥

ઘંટાકર્ણ મહાવીરનો મન્ત્ર ૧૦૮ વાર શ્રદ્ધાથી જે હમેશાં જાપ કરે છે તેને ઇચ્છિત કલ્યાણ પ્રાપ્ત થાય છે.

मन्त्ररहस्यं पात्रेभ्यो, ध्रुवं देयं परीक्षया ।
गुर्वाशिषा हि भक्तानां, मन्त्रसिद्धिश्च मङ्गलम् ॥६६॥

આ મન્ત્રનું રહસ્ય યોગ્ય માણસોને પરીક્ષા કરીને આપવું કેમકે ગુરુના આશીર્વાદ વડે ભક્તોને મન્ત્રની સિદ્ધિ અને કલ્યાણ થાય છે.

हरिभद्रसूरेः शिष्यो, जैनधर्माऽभिवृद्धये ।
घण्टाकर्ण महावीरमुपास्त गुरुबोधतः ॥६७॥

હરિભદ્રસૂરિના શિષ્યે જૈનધર્મની ઉન્નતિ માટે ગુરૂના ઉપદેશથી ઘંટાકર્ણ મહાવીરની ઉપાસના કરી હતી.

ततः प्रवृत्तिस्तस्यासीत् सम्यक्त्वधारिणो(णि)जने ।
प्रतिष्ठाकल्प आचख्ये, गणिना सकलेन्दुना ॥६८॥

ત્યાર પછી સમ્યક્ત્વ ધારણ કરનાર જનને વિશે તે મન્ત્રની પ્રવૃત્તિ થઇ. અને સકલચન્દ્રગણીએ પ્રતિષ્ઠાકલ્પમાં તે મન્ત્ર કહ્યો.

**ततो विमलचन्द्रेण, कल्पोऽयं ख्यातिमाक्कृतः ।**
**स्मरणात्पठनाचास्य, भवन्तु सुखिनो जनाः ॥६९॥**

ત્યારબાદ વિમલચન્દ્રે આ (ઘંટાકર્ણનો) કલ્પ પ્રસિદ્ધ કર્યો. તેના સ્મરણ અને પઠનથી મનુષ્યો સુખી થાઓ.

**आवाहनं न जानामि, न जानामि विसर्जनम् ।**
**केवलं जपतः सिद्धिर्जायतां मे तवोत्तमा ॥७०॥**

હું આવાહન તેમ વિસર્જન જાણતો નથી, પરન્તુ કેવળ જાપ કરવાથી મને તારા મન્ત્રની ઉત્તમ સિદ્ધિ થાઓ.

**मात्राहीनं क्रियाहीनं, वर्णहीनं विलोमतः ।**
**पठितं ज्ञानहीनं यत्, तत्क्षमस्व सुरोत्तम ॥७१॥**

માત્રાથી રહિત ક્રિયા રહિત, વર્ણ–અક્ષર હીન અને ઉલટી રીતે તથા જ્ઞાન-રહિત જે કહેવાયું હોય તેને હે સુરોત્તમ! તું ક્ષમા કર.



# ઘંટાકર્ણ મહાવીર મન્ત્ર સ્તોત્ર.

ॐ क्रों ह्रीं श्रीं महावीर घण्टाकर्ण ! महाबली(लिन्) ।
महारोगान् भयान् घोरान्, नाशय नाशय द्रुतम् ॥१॥
सर्पादिकं विषं शीघ्रं, जहि जहि विनाशय ।
शाकिनीभूतवैतालान्, राक्षसांश्च निवारय ॥२॥
त्वन्नाममन्त्रजापेन, त्वन्मन्त्रश्रवणेन च ।
भूतभीतिर्महामारी, शीघ्रं नश्यतु मे ध्रुवम् ॥३॥
यन्त्रस्थमन्त्ररूपेण, यत्र त्वं तिष्ठसि ध्रुवम् ।
तत्र शान्तिं च तुष्टिं च, पुष्टिं कुरुष्व मङ्गलम् ॥४॥

અર્થાત્—ॐ क्रों ह्रीं श्रीं કાર યુક્ત મહાબળવાન્ ઘંટાકર્ણ મહાવીર ! તું શીઘ્ર મહારોગો અને મહાભયોનો નાશ કર. તું સાપ વગેરેના ઝેરનો જલદી ઘાત કર અને વિનાશ કર. શાકિની, ભૂત, વેતાલ અને રાક્ષસોનું નિવારણ કર. તારા નામના મન્ત્રજાપ વડે અને તારા મન્ત્રના શ્રવણ કરવાથી ભૂતોનો ભય અને મહા મારી જલદી અવશ્ય નાશ પામો. યન્ત્રમાં અને મન્ત્રરૂપે જ્યાં તું છો ત્યાં શાન્તિ, તુષ્ટિ પુષ્ટિ અને મંગલ અવશ્ય કર.

ॐ ह्रीं श्रीं क्लीं महावीर, घण्टाकर्ण ! महाबल ! ।
सर्वोपद्रवतो रक्ष, दुष्टान् शत्रुं निवारय ॥१॥
शान्तिं तुष्टिं च पुष्टिं च, धनवृद्धिं जयं कुरु । दर्शनं देहि प्रत्यक्षं, संरक्ष सर्वसंकटात् ॥२॥
रणे वने, समुद्रे च, रक्ष संरक्ष मे द्रुतम् । अग्निचोरादितो रक्ष, त्वन्नाममन्त्रजापतः ॥३॥
त्वन्नामयन्त्रमन्त्रेण, स्वेष्टसिद्धिः प्रजायताम् । सर्वरोगविनाशं च, कुरु मे देहरक्षणम् ॥४॥

॥ ॐ क्रों ब्लूँ ह्रीं महावीरघण्टाकर्ण नमोऽस्तु ते ठः ठः ठः स्वाहा ॥

અર્થાત્—ॐ ह्रीं श्रीं क्लीं મન્ત્રાક્ષરયુક્ત મહાબળવાન્ હે ઘંટાકર્ણ મહાવીર ! સર્વ ઉપદ્રવથી મારૂં રક્ષણ કર અને દુષ્ટો તથા શત્રુનું નિવારણ કર. વળી શાન્તિ, તુષ્ટિ, પુષ્ટિ, ધનવૃદ્ધિ અને જય કર. પ્રત્યક્ષ દર્શન આપ અને સર્વ સંકટથી મારૂં રક્ષણ કર. યુદ્ધ, વન અને સમુદ્રમાં મારૂં જલદી રક્ષણ કર. તારા નામરૂપ મન્ત્રના જાપથી અગ્નિ અને ચોરાદિથી રક્ષણ કર. તારા નામના યન્ત્ર અને મન્ત્ર વડે મારા પોતાના ઇષ્ટ કાર્યની સિદ્ધિ થાઓ. મારા સર્વ રોગોનો નાશ કર અને મારા શરીરનું રક્ષણ કર.

# घण्टाकर्ण कल्प २

प्रणम्य गिरिजाकांतं ऋद्धिसिद्धिप्रदायकं।
घंटाकर्णस्य कल्पं चारिष्टकष्टनिवारणं ॥१॥

અર્થાત્–ઋદ્ધિ અને સિદ્ધિને દેવાવાળા એવા ગણુપતિને પ્રણુામ કરીને દુઃખનો ઉચ્છેદ કરનાર તથા માઠા પ્રસંગોનો નાશ કરનાર એવા ઘંટાકર્ણુ કલ્પનું હું વર્ણુન કરૂં છું.

શુભ માસ, અજવાળું પખવાડીયું તથા અજવાળીયા પખવાડીયાની પાંચમ, દશમ તથા પૂર્ણિમા શુભ કાર્યમાં શ્રેષ્ઠ છે.

હસ્તનક્ષત્ર ને રવિવાર, મૂલનક્ષત્ર ને રવિવાર તથા પુષ્પનક્ષત્ર ને રવિવાર એ શુભ વાર અને શુભ યોગ છે.

અંધારી આઠમ, અંધારી ચોદશ અને અમાવાસ્યા એ ત્રણુ તિથિઓ મારણુ તથા ઉચ્ચાટન કામોને માટે શ્રેષ્ઠ છે.

સિદ્ધિયોગ, અમૃતસિદ્ધિયોગ, આનંદયોગ, શ્રીવચ્છયોગ અને છત્રયોગ વગેરે ઉત્તમયોગો છે.

મંત્રની સાધના શુભ શુકન તથા શુભ ચંદ્રબલનો વિચાર કરી શરૂ કરવી.

સ્થાન–સુંદર રીતે લીંપેલા તથા ધોળેલી ભીંતોવાળા સ્વચ્છ મકાનમાં, પવિત્ર જંગલમાં, બાગમાં, નદી કાંઠે, દેવમંદિરમાં અથવા પોતાના રહેવાના મકાનની અંદર એકાંત સ્થાનમાં સાધના કરવી.

ભૂમિ શુદ્ધિ મંત્ર–ॐ ह्रीं श्रीं भूमादिदेवाय नमः। આ મંત્રનો પાઠ ૭ સાત વાર કરીને ધૂપ, દીપ, અક્ષતે કરીને ભૂમિની પૂજા કરવી.

સ્નાન કરવાનો મંત્ર–ॐ ह्रीं क्लीं गंगेजलाय नमः। આ મંત્રનો પાઠ ૭ સાત વાર કરીને સ્નાન કરવું.

વસ્ત્ર પરિધાન મંત્ર–ॐ ह्रीं क्लीं आनंददेवाय नमः। આ મંત્રનો જાપ કરીને શુદ્ધ અને પવિત્ર વસ્ત્રો ધારણુ કરવાં.

શુદ્ધ ક્રિયા કરીને ઘંટાકર્ણુ મંત્રનું પવિત્ર એવું ધ્યાન ધરવું. ધ્યાન ધરવાનો મંત્ર આ પ્રમાણે જાણુવો.

ॐ घंटाकर्ण महावीर सर्वव्याधि विनाशक विस्फोटकभये प्राप्ते रक्ष रक्ष महाबल यत्र त्वं तिष्ठसे देव लिखितोऽक्षरपंक्तिभिः रागास्तत्र प्रणश्यंति वातपित्तकफोद्भवाः।

**तत्र राजभयं नास्ति यांति कर्णजपाः क्षयं। शाकिनीभूतवेताला राक्षसाः प्रभवंति न। नाकाले मरणं तस्य न च सर्पेण दृश्यते अग्निचौरभयं नास्ति ह्रीं घंटाकर्ण नमोस्तु ते ठः ठः ठः स्वाहा॥**

આ મંત્રાક્ષરોના ૪૨ બેંતાલીશ દિવસમાં તેત્રીસહજાર ૩૩૦૦૦ જાપ કરવા. સિદ્ધ થયા પછી દરરોજ ત્રિકાલ ( સવાર, બપોર અને સાંજે ) ૧૦૮ એકસો આઠ જાપ કરવા. કાલાં મરચાં અને સરસવનો હોમ જાપ કરતાં કરતાં કરવાથી દુષ્ટ દેવનો ભય ન હોય, પરચક્રનો ભય ઉપસ્થિત થાય તે વખતે દહીં, દૂધ, ઘી, કેસર અને ગુગલનો સંયુક્ત હોમ કરવાથી અને પુરુષાકાર યંત્રની સ્થાપના કરવાથી પરચક્રનો ભય નાશ પામે.

**૧ પુરુષાકાર યંત્ર આ પ્રમાણે કરવોઃ—**

પુરૂષાકૃતિના ઉદરના ભાગમાં બાર ખાનાં કરવાં; આ બાર ખાનામાં **ॐ ह्रीं श्रीं क्लीं सर्वदुष्ट नाशनेभ्यः** આ પ્રમાણે અક્ષરો અનુક્રમે લખવા. પુરૂષાકૃતિના ગળાના ભાગમાં **श्रीं नमः**, જમણા હાથમાં **सर्वे ह्रीं नमः**, ડાબા હાથમાં **शत्रुनाशने नमः**, જમણા પગમાં **रां रीं रुं नमः** અને ડાબા પગમાં **ह्रां ह्रीं ह्रूं नमः** લખીને, પુરૂષાકૃતિને ફરતો ઘંટાકર્ણ મંત્ર વીંટવો. યંત્રની આકૃતિ માટે જુઓ યંત્ર ૧.

ગિરી, છોહારા, ખોપરા ( ટોપરૂં ) તથા દ્રાક્ષનો હોમ કરવો. આ પ્રમાણેના યંત્રની સ્થાપના કરીને, ઉપર બતાવ્યા પ્રમાણે હોમ તથા જાપ કરીને મંત્ર સિદ્ધ થયા પછી યંત્રને પ્રથમ સિંદૂરે પૂજી, કુંવારીએ કાંતેલા સુતરથી વીંટી પાસે રાખવાથી દુષ્ટદેવનો, પરચક્રનો તથા રાજ્ય તરફનો ભય ઉપશમે અને યશની વૃદ્ધિ થાય. આ પ્રમાણે ઘંટાકર્ણના પ્રથમ યંત્રની વિધિ જાણવી.

આ યંત્રની આરાધન વિધિ આ પ્રકારે પણ મલી આવે છેઃ—

દિવાલીના દિવસે, ખીર ખાંડ કુરનું એકાસણું કરી, અખંડ ઘીનો દીવો સળગાવી, દશાંગધૂપ ચાલુ રાખી, ૧૨૦૦૦ બાર હજાર જાપ કરવા. ભૂમિ સંથારો કરવો, પવિત્રપણે બાર હજાર ૧૨૦૦૦ જાપ પૂરા કર્યા પછી પંચામૃતનો હોમ કરીને ભૂમિશયન કરવાથી સ્વપ્ન આવે તો આખું વરસ સારૂં જાય.

હવન વિધિ—

ખીર, ખાંડ, સાકર, ચોખા, ઘી, મધ, સુખડ, સેવંત્રા અને બદામ એ સર્વનું હવન કરવું.

આ મંત્રનો પ્રભાવ આ પ્રમાણે જાણવો—

આ મંત્ર સવારમાં ૨૧ વાર ગણી, પાણીની ૩ ત્રણ અંજલિઓ પીવાથી વિદ્યાની વૃદ્ધિ થાય છે.–૧

આ મંત્ર ૨૧ એકવીશ વાર ગણીને પોતાના અમી( થુંક )નું કપાલમાં તિલક કરીને રાજદરબારમાં જવાથી રાજા પ્રજા વશ થાય છે.—૨

આ મંત્ર ૨૧ એકવીશ વાર ગણીને પોતાની પાઘડીના છેડે ગાંઠ વાળીને, ગાંઠ દીધેલો છેડો ઉઘાડો રાખીએ તો દુર્જન વશ થાય.—૩

આ મંત્ર ૭ સાત વાર ભણી પોતાની સ્ત્રીની સામે જોવાથી તે પોતાને વશ થાય છે.—૪

આ મંત્ર ૨૧ એકવીશ વાર ગણી પોતાના ઓઢવાના કપડાંને છેડે ગાંઠ દઈને ઓઢવાથી ( ખભે નાખવાથી ) માર્ગમાં ઉપસ્થિત થતાં આઠે ભયનું નિવારણ થાય.—૫

આ મંત્ર મનમાં જપ્યા કરવાથી શાકિનીનો ભય ટલે—૬

આ મંત્ર સવારમાં ૨૧ એકવીશ વાર ગણીએ તો ગ્રહદોષ ઉપશમે.—૭

**ઘંટાકર્ણના પહેલા પુરુષાકાર યંત્રની વિધિ સંપૂર્ણ.**

**૨ લક્ષ્મી પ્રાપ્તિ માટે પ્રયોગ આ પ્રમાણે:—**

**ॐ घंटाकर्ण महावीर॰** ઈત્યાદિ મંત્રનો જાપ કરવો. ૭ ખુણીયા યંત્રની સ્થાપના કરવી. ૭ ખુણીયા યંત્રના ૭ ખુણાઓમાં **ॐ ह्रां ह्रीं ह्रूँ ह्रौं नमः** આ મંત્રાક્ષરો અનુક્રમે લખીને, ફરતો ઘંટાકર્ણ મંત્ર વીંટવો આકૃતિ માટે જુઓ યંત્ર ૨ આ પ્રમાણેના ૭ ખુણીયા યંત્રની સ્થાપના કરીને પછી સાધના કરવી.

સાધન વિધિ આ પ્રમાણે:—

લક્ષ્મીની પ્રાપ્તિ માટે પૂર્વ દિશા તરફ મુખ રાખીને, સફેદ વસ્ત્ર પહેરીને, સફેદ રંગની જપમાલા હાથમાં રાખીને, જમીન ઉપર બિછાવેલા સફેદ આસન ઉપર બેસીને એકાગ્ર ચિત્તે (મન, વચન અને કાયાએ કરીને) ૭૨ બોંતેર દિવસમાં ૧૨૫૦૦૦ સવા લાખ જાપ પૂરા કરવા. જાપ કરતી વખતે એકજ વાર ઘઉંના લોટની બનાવેલી વસ્તુઓ જ વાપરવી એટલે બોંતેરે દિવસે ઘઉંના લોટની બનાવેલી વસ્તુઓનાં એકાસણાં કરવાં. દ્રાક્ષ, ચારોલી, બદામ અને ખોપરાંનો હોમ કરવો. નિરંતર ધૂપ, દીપ તથા નૈવેદ્યથી યંત્રની પૂજા કરવી. આ પ્રમાણે પૂજા કરીને સાધના કરનાર મનુષ્યને ૭ મહિનામાં નિશ્ચયે કરીને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. યંત્રને પાસે રાખવાથી સર્વ સુખની પ્રાપ્તિ થાય છે.

**ઘંટાકર્ણના બીજા લક્ષ્મીપ્રાપ્તિ યંત્રની વિધિ સંપૂર્ણ.**

**૩ વશીકરણ કર્મ માટે પ્રયોગ આ પ્રમાણે:—**

**ॐ घंटाकर्ण महावीर॰** ઈત્યાદિ મંત્રની ઉત્તર દિશા તરફ બેસીને સાધના કરવી. સાધના કરતી વખતે રાતાં વસ્ત્ર પહેરવાં, રાતા રંગની માલાથી જાપ

કરવા અને આસન પણ રાતા રંગનું બિછાવવું. બેંતાલીસ દિવસની અંદર ત્રિકાલ જાપ ૨૨૫૦૦૦ સવા બે લાખ પૂરા કરવા. જાપ કરતી વખતે ચાર ખુણાવાળા યંત્ર (આકૃતિ નંબર-૩) ની સ્થાપના કરવી. ધૂપ, દીપ, નૈવેદ્ય વડે નિરંતર પૂજા કરવી. રક્ત ચંદનની સાથે મિરચ અને ઘી મેલવીને હોમ કરવો, હોમ કરતી વખતે જેને વશ કરવો હોય તેનું નામ દેવાથી વશ થાય છે. બંદિખાનામાં પડેલો કેદી બંદિખાનાથી મુક્ત પણ આ જ પ્રયોગથી થાય છે. આ પ્રયોગ માટે ૧૩૨ એકસો બત્રીશ ખાનાનો યંત્ર કરવો. યંત્રની આકૃતિ માટે જુઓ યંત્ર નં. ૩ અને ૪

**ઘંટાકર્ણના ત્રીજા વશીકરણ યંત્રની વિધિ સંપૂર્ણ.**

**૪ મારણ પ્રયોગની વિધિ આ પ્રમાણે:—**

**ॐ घंटाकर्ण महावीर०** ઇત્યાદિ મંત્રનો દક્ષિણ દિશાએ મુખ રાખીને, કાળાં વસ્ત્ર પહેરીને, કાળી માળાથી અને કાળા રંગનાં બિછાવેલાં આસન પર બેસીને ૪૨ બેંતાલીશ દિવસમાં ૧૭૦૦૦૦ એક લાખ સિત્તેર હજાર જાપ કરવાથી અને હરતાલ મણશિલ, લીંબડાનાં પાંદડાં, મરચાં અને કડવા તેલનો હોમ કરવાથી શત્રુનો નાશ થાય, શત્રુ મરણ પામે.

**ઘંટાકર્ણના ચોથા મારણપ્રયોગની વિધિ સંપૂર્ણ.**

**૫ ઉચ્ચાટનપ્રયોગની વિધિ આ પ્રમાણે:—**

**ॐ घंटाकर्ण महावीर०** ઈત્યાદિ મંત્રનો પશ્ચિમ દિશા તરફ મુખ રાખીને, પીળાં વસ્ત્ર પહેરીને, પીળાં રંગની માલાથી, પીળાં બિછાના ઉપર બેસીને ૪૪ ચુંમાલીશ દિવસમાં ૪૪૦૦૦ ચુંમાલીશ હજાર જાપ કરવાથી અને સરસવ, બહેડાં સાથે કડવું તેલ મેલવીને હોમ કરવાથી શત્રુને ઉચ્ચાટન થાય. શત્રુને ભય ઉપજે.

**ઘંટાકર્ણના પાંચમા ઉચ્ચાટનપ્રયોગની વિધિ સંપૂર્ણ.**

**૬ ગતસ્થાન પ્રાપ્તિ પ્રયોગની વિધિ આ પ્રમાણે:—**

**ॐ घंटाकर्ण महावीर०** ઈત્યાદિ મંત્રનો વાયવ્ય ખુણા તરફ મુખ રાખીને જાપ ૨૧ દિવસમાં ૨૧૦૦૦ એકવીશ હજાર કરીને સિદ્ધ કર્યાં પછી નિરંતર ત્રિકાલ ૧૦૮ વાર જાપ કરે તો ૧૦ દશ મહિનાની અંદર પુત્રની પ્રાપ્તિ થાય, રાજ્ય ભ્રષ્ટ થએલો પોતાનું રાજ્ય પાછું મેળવે અને સ્થાનભ્રષ્ટ થએલો મનુષ્ય પોતાના સ્થાનને પાછું પ્રાપ્ત કરે.

**ઘંટાકર્ણના છઠ્ઠા ગતસ્થાન પ્રાપ્તિ પ્રયોગની વિધિ સંપૂર્ણ.**

**૭ દુર્બુદ્ધિનો નાશ કરવા માટે અને પુત્રની પ્રાપ્તિ માટેનો પ્રયોગ આ પ્રમાણેઃ—**

**ॐ घंटाकर्ण महावीर०** ઇત્યાદિ મંત્રાક્ષરોનો જાપ ૧૦૦૦૦ દશહજાર જાપ કરનારની દુર્બુદ્ધિનો ૨૫ પચીસ દિવસમાં નાશ થાય.

જાપ સફેદ જાઇના ફૂલથી કરવો. જાપ કરેલાં જાઇનાં ફૂલનો ગુગલ અને ઘી સાથે નિરંતર ૧૦૮ એકસોને આઠ વખત હોમ કરવાથી રાજભય, રોગાદિકની શાંતિ થાય અને સૌભાગ્યની પ્રાપ્તિ થાય.

**ઘંટાકર્ણના સાતમા દુર્બુદ્ધિનાશક તથા પુત્રપ્રાપ્તિ પ્રયોગની વિધિ સંપૂર્ણ.**

**૮ કુક્ષિ છોડાવવાનો પ્રયોગ આ પ્રમાણેઃ—**

**ॐ घंटाकर्ण०** ઈત્યાદિ મંત્રથી ચંપો, ચંબેલી, મોગરો, નારંગી, લિંબુ, લાલ કણેર અને સફેદ કણેર એ સાતે વૃક્ષનાં પાંદડાં મંત્રીને લેવાં તેને ૨૧ એકવીશ કુવાના પાણી સાથે કોરા ઘડામાં ઘાલવાં. તે પાણીવાળા ઘડા ઉપર પાંચ હ્રીંકાર લખવા અને સાત અબીરનાં ટપકાં કરવાં. પછી નાડાછડીનો દોરો ઘડાને ઘંટાકર્ણ મંત્ર બોલીને બાંધવો. સાતે જાતનાં ઝાડનાં પાંદડાં પાંચ પાંચ બાંધીએ પછી ચોખાનું માંડલું કરવું અને તે માંડલા ઉપર સાત વાર મંત્રીને પાણીનો ભરેલો ઘડો સ્થાપન કરવો અને તેના ઉપર ચોમુખો દીવો મૂકીને ઘંટાકર્ણ મંત્રથી ગિરી, દ્રાક્ષ, ખુહારા, ચારોલી, બદામ, પીસ્તાં, જવ, તલ, અડદ, ખાંડ, અબીર, ચોખા અને પાંચ જાતના પાંદડાં વગેરેને મંત્રીને મંત્ર બોલતાં જવું ને હોમ કરતાં જવું. પછી પાણીના ઘડાને ઢીંચણ સમાન પાણીમાં મૂકી આવવો. આ પ્રમાણે સાત દિન કરીને, પછી ગર્ભવતી સ્ત્રીને સ્નાન કરાવી, ગળીના સુતરનો દોરો કરી ગળે બાંધવાથી સુખે કરીને સ્ત્રી બાલકને વગર કષ્ટે પ્રસવે છે.

**ઘંટાકર્ણના આઠમા કુક્ષિ છોડાવવાના પ્રયોગની વિધિ સંપૂર્ણ.**

**૯ મૃતવત્સા દોષ નિવારણ પ્રયોગ આ પ્રમાણેઃ—**

**ॐ घंटाकर्ण०** ઈત્યાદિ મંત્રથી ૧૦૮ વાર દોરો મંત્રીને મૃતવત્સા દોષવાળી સ્ત્રીને ગળે બંધાવીયે તો મૃતવત્સા દોષનું નિવારણ થાય.

૩૨ બત્રીશ કુવાનું પાણી લાવીને તથા દાડમ, અંજીર, ફાલસાં, આંદૂ, આંબો, લાલ કણેર, ધોળી કણેર, સેવંત્રી અને નારંગી એ નવ વૃક્ષના પાંદડાં લાવીને તથા જાઇ, ચંપો, ચંબેલી, કદંબ અને દાડમ એ પાંચ જાતનાં ત્રણ ત્રણ ફૂલો લાવીને, જ્યાં પાંચ રસ્તા ભેગા થતા હોય ત્યાં જઇને ઉપરની વસ્તુઓને ઘંટાકર્ણના મંત્રે કરીને મંત્રી મૃતવત્સા દોષવાળી સ્ત્રીને સ્નાન કરાવી, ઘંટાકર્ણ

યંત્ર તેણીના ગળામાં બંધાવીને, દ્રાક્ષ, ચારોળી, ગિરી, બદામ, તલ, અડદ, જવ એટલી વસ્તુઓનો ઘી સહિત હોમ કરવાથી મૃતવત્સા દોષનું નિવારણ થાય અને બાલકો જીવે.

**ઘંટાકર્ણના નવમા મૃતવત્સા દોષ નિવારણ પ્રયોગની વિધિ સંપૂર્ણ.**

**૧૦ સર્વભય નિવારણ પ્રયોગ આ પ્રમાણેઃ—**

**ॐ घंटाकर्णं०** ઇત્યાદિ મંત્રનું સ્મરણ ૧૦૮ એકસો આઠ વાર નિરંતર કરવાથી કુટુંબ પરિવારના રોગાદિક ભયનું નિવારણ થાય છે, માર્ગમાં ચોર કટકાદિનો ભય ઉપસ્થિત થતો નથી. ૧૦૮ એકસો આઠ વાર દોરો મંત્રીને આપવાથી એકાંતરો, ચોથીઓ વગેરે જ્વરનો પણ નાશ થાય છે.

**ઘંટાકર્ણના દશમા સર્વભય નિવારણ પ્રયોગની વિધિ સંપૂર્ણ.**

**સર્વ ઉપદ્રવ નિવારણ યંત્ર—**

અગિઆર ખાના ઊભા અને બાર ખાના આડા એ પ્રમાણે કુલ ૧૩૨ એકસોને બત્રીશ ખાનાવાળી યંત્રાકૃતિના ઊભા છઠ્ઠા ખાનામાં **ह्रीं**કાર લખીને, પછી પહેલા કોઠાથી **ॐ घंटाकर्णं०** ઈત્યાદિ મંત્રાક્ષરોથી અનુક્રમે યંત્ર વિધિપૂર્વક લખવો. ખાને ખાને એકેક અક્ષર સુગંધી દ્રવ્યોથી લખીને ઘરના દરવાજે રાખવાથી રક્ષા કરે છે, સર્વ ભયોનું હરણ કરે છે, શાકિન્યાદિ દોષનું તથા સર્વ ઉપદ્રવનું નિવારણ કરે છે. દહીં, દૂધ, ઘી, ખાંડ અને ખારેક એ પંચામૃતનો હોમ કરવાથી સુખની તથા જયની પ્રાપ્તિ થાય છે અને દોષનો નાશ થાય છે. જુઓ ચિત્ર. નં. ૫

**લક્ષ્મી પ્રાપ્તિ યંત્ર—**

ચોખંડો યંત્ર કરીને, તેમાં ઘંટાકર્ણની આકૃતિ દોરીને, ઉપર તથા નીચે ॐકાર લખીને અષ્ટગંધથી પવિત્રપણે અષ્ટોપચાર પૂજા કરવી, દશાંશ હોમ કરવો. પછી તે યંત્રને ભોજપત્રમાં તથા સોના રૂપાના પતરાં મધ્યે લખી યંત્ર પાસે રાખીને **ॐ ह्रीं श्रीं** ધરણેંદ્ર પદ્માવતી રક્ષાં કુરૂ કુરૂ ધન ધાન્યં દેહિ **ह्रीं** સ્વાહા એ મંત્રાક્ષરોનું નિરંતર સ્મરણ કરવાથી ધન, ધાન્ય તથા લક્ષ્મી વગેરેની પ્રાપ્તિ થાય છે. જુઓ ચિત્ર. નં. ૬

વળી ટોકરીમાં ઘાલીને ઢોરના ગળે બાંધવાથી અને દહીં, દૂધ વગેરે પંચામૃતનો હોમ કરવાથી ઢોરના સર્વ રોગો નાશ પામે છે. જુઓ ચિત્ર નં. ૭

**સર્વ ઉપદ્રવ નિવારણ યંત્ર—**

અષ્ટદલ કમલની મધ્યમાં **ॐ** ઘંટાકર્ણ મહાવીર દેવદત્તસ્ય સર્વોપદ્રવ ક્ષયં કુરૂ કુરૂ સ્વાહા લખીને, ફરતી આઠ પાંખડીયોમાં **ॐ ह्रीं ॐ ह्रीं ॐ ह्रीं ॐ ह्रीं** એ

આઠ મંત્રાક્ષરો અનુક્રમે ફરતા લખીને, તેને ફરતી ગોલાકૃતિ કરીને, તે ગોલાકૃતિને ફરતા ઘંટાકર્ણના મંત્રાક્ષરો લખીને યંત્ર પૂરો કરવો. જુઓ ચિત્ર. નં. ૮

**સાધન વિધિ—**

આ યંત્ર ભોજપત્ર પર, રૂપાનાં પતરાં પર, મૃગચર્મ પર, કાગળ પર તથા કપડાં પર. અષ્ટગંધ[1]થી તથા યક્ષકર્દમથી લખીને, ગોલ યંત્ર ટોકરાના આકારે કરીને–પછી દહીં ૧, દૂધ ૨, ઘી ૩, ખાંડ ૪, ખારેક ૫, બદામ ૬, ચારોલી ૭, દ્રાક્ષ ૮, ખોપરાં ૯ અને સાકર એ દશ વસ્તુઓનો હોમ **ॐ घंटाकर्ण०** મંત્ર જપીને કરવો. પછી આ ઘંટાકાર યંત્ર બાંધવાથી સર્વ ક્ષુદ્ર ઉપદ્રવોનું હરણ થાય છે, સર્વ જાતનાં સુખની પ્રાપ્તિ થાય છે અને શાકિન્યાદિ દોષોનો નાશ થાય છે. સૌભાગ્ય, ઋદ્ધિ વગેરેની વૃદ્ધિ થાય છે.

**ઘંટાકર્ણ મંત્ર સાધનનો ઉપાય બીજો આ પ્રમાણે છે—**

**ॐ घंटाकर्ण** ઈત્યાદિ ૧૩૫ એકસો પાંત્રીશ અક્ષરનો મંત્ર રાતાં વસ્ત્ર પહેરીને તથા ઓઢીને, પૂર્વ દિશા સન્મુખ રાતાં આસન પર બેસીને ગુગલ ગોલી ૧૦૦૦૦ કણેર ફૂલ ૧૦૦૦૦ એકઠાં કરીને, એકેક મંત્ર જપી જપીને હોમતાં જઈએ, એમ દિવસ ૭ની અંદર જાપ પૂરો કરવો. જાપ કરતાં સુધી વિષય સેવન ન કરવું તથા ભૂમિ સંથારે સૂઈ રહેવાથી રાજ્ય ભયનું નિવારણ થાય છે.–૧

બંદીખાનામાંથી છુટવા માટે પશ્ચિમ દિશા તરફ મુખ રાખીને 'મમ બંદી મોક્ષં કુરૂ કુરૂ સ્વાહા' એ પ્રમાણેનાં અક્ષરો સહિત ઘંટાકર્ણ મંત્રના મંત્રાક્ષરો ૨૧ એકવીશ દિવસ જપવાથી બંદીખાનાથી મુક્ત થવાય છે. પછી પંચામૃતનો હોમ કરવો.–૨

શાકિની તથા ડાકિનીના ભય નિવારણ માટે ૧૦૮ વાર મંત્ર જપીને, ઘી સહિત ગુગલની ગોલીનો હોમ જે ઘરમાં ઉપદ્રવ હોય તે ઘરમાં કરવાથી શાકિની, ડાકિની તથા રાક્ષસના ભયનું નિવારણ થાય છે, અને ઘરમાં સુખે કરીને રહી શકાય છે.–૩

અગ્નિના ભય નિવારણ માટે ૧૦૮ વાર ઘંટાકર્ણ મંત્રથી પાણી મંત્રીને છાંટવાથી અગ્નિનો ભય શાંત થઈ જાય છે.–૪

ઘંટાકર્ણ મંત્રથી આઠ કાંકરી સાત સાત વાર મંતરીને આઠે દિશાઓમાં નાખીને પરદેશ ગમન કરવાથી ચોરનો ભય ઉપસ્થિત થતો નથી.–૫

---

૧–૧ કેસર, ૨ કસ્તૂરી, ૩ ચંદન, ૪ બરાસ, ૫ ગોરોચન ૬, હીંગલોક, ૭ કપૂર અને ૮ પઉલા એ અષ્ટગંધ જાણવા.

ઘંટાકર્ણ મંત્રનો ૨૧ એકવીશ વાર જાપ કરીને ચોટલીએ ગાંઠ વાળીને ગમન કરવાથી માર્ગમાં ચોર વગેરેનો ભય ઉપસ્થિત થતો નથી.–૬

સર્પ ભય નિમિત્તે ૧૦૮ વાર મંત્ર બોલીને પાણી મંતરીને પીવડાવવાથી સર્પના વિષનું નિવારણ થાય છે.–૭

વળી લીમડાનાં પાંદડાં, લીમડાની લિંબોળી તથા મિરચ ૧૦૮ વાર મંતરીને જેને સર્પ કરડ્યો હોય તેને ચવરાવીયે તો સર્પનું વિષ ઉતરી જાય છે.–૮

વળી ઘંટાકર્ણ મંત્રનો યંત્ર લખીને, પંચામૃતનો હોમ કરીને, યંત્રને ધૂપ દઈને ગળે બાંધવાથી વાત, પિત્ત, કફ, જ્વરાદિ સર્વ રોગનું નિવારણ થાય છે.–૯

વળી આ મંત્રથી દોરો મંતરીને રોગીના હાથે બાંધવાથી એકાંતરો, વેલા-જ્વર તથા શીતજ્વરની શાંતિ થાય છે.–૧૦

આ મંત્રનો ૧૦૮ વાર જાપ કરવાથી સર્વ વ્યાધિનો નાશ થાય છે.–૧૧

આ મંત્રનો ૧૦૮ વાર જાપ કરીને, પાણી મંતરીને, ગર્ભિણી સ્રીને પીવરા-વવાથી ગર્ભને લગતા દરેક જાતનાં દુઃખોની શાંતિ થાય છે.–૧૨

નિરંતર ૧૦૮ વાર આ મંત્રનો જાપ કરવાથી ઋદ્ધિની વૃદ્ધિ થાય અને સુખ સંપદાની પ્રાપ્તિ થાય.–૧૩

આ મંત્ર ૧૦૮ વાર ગણી ખોપરૂં, પાનનું બીડું તથા સોપારી રવિવારના દિવસે 'મમ અમુકસ્ય વશ્યં કુરૂ કુરૂ સ્વાહા' એમ કહી મંત્રેલાં પાન સોપારી આપવાથી વશીકરણ થાય છે.–૧૪

આ મંત્રનો નિરંતર સવારમાં ૧૦૮ વાર જાપ કરવાથી ધન, ધાન્યની વૃદ્ધિ થાય છે.–૧૫

શ્રી ઘંટાકર્ણ નામના મહાવીર સર્વ વ્યાધિનો વિનાશ કરતા, ફોડા, ફણુગ-લાના ભયથી પણ રક્ષા કરે છે.–૧૬

શ્રી ઘંટાકર્ણના મંત્રાક્ષરોની અક્ષર પંક્તિઓ કાંસાના વાસણમાં કેસરથી લખીને, તે લખેલા વાસણને ચોખા પાણીથી ધોયા પછી, તે ધોયેલા પાણીનું રોગીને પાન કરાવવાથી, રોગીના વાત, પિત્ત અને કફથી ઉત્પન્ન થએલા સર્વ રોગો ઉપ-શમી જાય છે.–૧૭

શ્રી ઘંટાકર્ણના મંત્રાક્ષરે લખેલો યંત્ર પાસે રાખનારને રાજ્ય તરફથી ભય ઉપસ્થિત થતો નથી.–૧૮

શ્રી ઘંટાકર્ણ મંત્રના જાપથી શાકિની, ભૂત, વેતાલ, પિશાચ તથા રાક્ષસનો પણ ભય ઉપસ્થિત થતો નથી.–૧૯

શ્રી ઘંટાકર્ણ મંત્રના જાપથી અકાલે મરણ ન થાય.–૨૦

આ મંત્રનો જાપ કરીને ઝાડો દેવાથી સર્પનું વિષ ઉતરે છે.–૨૧

આ મંત્રથી મંતરેલા પાણીની જલધારા દેવાથી અગ્નિ પણ શાંત થઈ જાય છે.–૨૨

આ મંત્રાક્ષરોનું માદળીયું ઢોરના ગળે બાંધીયે તો ઢોરના સર્વ રોગોનો નાશ થાય છે.–૨૩

यः पठति इदं भक्त्या, मंत्रघंटाश्च कर्णवे।
तस्य क्वापि न बाधा च, जायते भुवनत्रये ॥१॥
अपराधसहस्राणि, नित्यशः क्रियते मया।
तत्सर्वे क्षम्यतां देव, प्रसीद परमेश्वर! ॥२॥
आह्वानं नैव जानामि, न जानामि विसर्जनं।
पूजार्चनं नैव जानामि, क्षमस्व परमेश्वर! ॥३॥
आज्ञाहीनं क्रियाहीनं, मंत्रहीनं च यत्कृतं।
सर्वं तत् क्षम्यतां देव, प्रसीद परमेश्वर! ॥४॥

ઇતિ શ્રી ઘંટાકર્ણનો બીજો કલ્પ સંપૂર્ણ.

# घण्टाकर्ण कल्प ३

**ॐ आँ क्रों ह्रीं क्लीं ब्लौं ऐं श्री घंटाकर्ण महावीर भद्र माणिभद्रे घंटाकर्णमहावीर सर्वव्याधिविनाशक विस्फोटकभयं प्राप्ते रक्ष रक्ष महाबल। यत्र त्वं तिष्ठसे देव लिखितोऽक्षरपंक्तिभिः रोगास्तत्र प्रणश्यंति वातपित्तकफोद्भवाः॥ तत्र राजभयं नास्ति यांति कर्णेजपाः क्षयं शाकिनी भूतवेताला राक्षसा प्रभवंति न। नाकाले मरणं तस्य न च सर्प्पेण दस्यते अग्निचोरभयं न स्यात् ॐ ह्रीं घंटाकर्ण नमोऽस्तु ते ठः ठः ठः स्वाहा॥**

**સાધનવિધિઃ**—પ્રથમ શુભ દિવસે તથા શુભ ઘડીયે અને શુભ ચંદ્રમા હોય ત્યારે જાપ શરૂ કરીએ તથા જે દિવસે મંત્રનો જાપ સંપૂર્ણ થવાનો હોય, તે દિવસે દિન, નક્ષત્ર શુભગ્રહના મુખમાંહે હોય અને અગ્નિનો વાસો મૃત્યુ લોકને વિષે હોય તેનો પહેલાં વિચાર કરીને ઘંટાકર્ણ યંત્રની સ્થાપના કરવી.

પહેલાં ગોમયથી બેસવાની ભૂમિ પવિત્ર કરીને, પછી સ્નાન કરવા બેસવું, સ્નાન કરવા બેસતી વખતે પાણી હાથની અંજલિમાં લઈને—**ॐ विमले निर्मले सर्वतीर्थजले अशुचि शुचिर्भवामि लौं चौं क्ष्वीं स्वाहा।** આ પ્રમાણેના જલશુદ્ધિ મંત્રથી ૭ સાતવાર પાણી મંતરીને સ્નાન કરવું, ત્યારપછી ફાટલું, છિદ્રવાલું તથા સાંધેલું ન હોય તેવું એક સ્વચ્છ વસ્ત્ર લેવું. તે વસ્ત્રને **ॐ धरणी धारणी स्वाहा।** આ પ્રમાણેના વસ્ત્રશુદ્ધિ મંત્રથી ૭ સાતવાર મંતરેલું પાણી છાંટવું અને પછી તે વસ્ત્ર પહેરવું અને પછી ગોમય મંડલ પાસે આવવું. ત્યાં સ્થાપના કરતાં **ॐ भूरसी भूतधात्री भूमिशुद्धि कुरु कुरु स्वाहा** એ ભૂમિશુદ્ધિ મંત્રનો ૨૧ વાર જાપ કરીને મંડલમાં પાણી છાંટી, ભૂમિશુદ્ધિ કરવાથી ભૂમિશુદ્ધિ થાય છે.

પછી પૂર્વ દિશા સન્મુખ બેસીને, જમણી બાજુએ ૩ ત્રણ દિવસ અખંડ ઘીનો દીવો કરવો અને ડાબી બાજુએ ધૂપ કરવો. ધૂપ—ગુગલ ૧, ટોપરું ૨, ખારેક ૩, ઘી ૪ અને ખાંડ ૫ એ પંચાંગ સરખે ભાગે ભેગાં કરીને વાટી ગોલી ૧૨૫૦૦ સાડા બાર હજાર કરી, પ્રતિમંત્રે અકેક ગોળી જપીયે, એ પ્રમાણે ૩ ત્રણ દિવસની અંદર જાપ ૧૨૫૦૦ સાડાબાર હજાર સંપૂર્ણ કરવા. પછી ચોખા પાલી ૧ લઈ, તે ચોખાની યંત્ર પ્રમાણે મસીત કરીને, તે મસીતને ચંદન તથા કપૂરે પૂજીને, પછી મસીતની આગળ પોતાની સન્મુખ સ્વામીનાં બે પગલાં કરીને, અષ્ટમ તપ કરીને, ભૂમિ સંથારો ત્રણે દિવસ કરવો અને બ્રહ્મચર્ય પાલવું, જાપ કરતાં સુધી ક્રોધ અને લોભ છોડવો.

**અથ પ્રતિષ્ઠા વિધિઃ—**

પ્રથમ તાંબાની ચાટુડીથી ત્રણ વાર હાથમાં જલ લઈને, મૂલ મંત્રથી મંતરીને આચમન ત્રણ લેવાં, ત્યાર પછી હાથમાં જલ લઇ **अपवित्रो पवित्रो वा०** એ મંત્રથી ૭ સાત વાર હાથમાંના જલને મંતરીને આઠે દિશાઓમાં તથા આસન ઉપર અને ઊર્ધ્વ તથા અધોદિશિએ છાંટવું. આ પ્રમાણે પ્રાણપ્રતિષ્ઠા જાણવી.

**અથ કરન્યાસ વિધિઃ—**

**ॐ एकवीरायै अंगुष्ठाभ्यां नमः। ॐ महावीरायै तर्जनीभ्यां नमः। ॐ पार्वती(पार्वत्यै?) मध्यमाभ्यां नमः। ॐ गिरीशप्रियायै अनामिकाभ्यां नमः। ॐ गिर्री(गौर्य्यै?) कनिष्ठिकाभ्यां नमः। ॐ करालन्यै करतलपृष्ठाभ्यां नमः॥**

**અથાંગ સ્થાપના વિધિઃ—**

**ॐ एकवीरायै हृदयाय नमः। ॐ महावीरायै शिरसे स्वाहा। ॐ पार्वती शिखायै वौषट्। ॐ गिरीशप्रियायै कवचाय हुः। ॐ गौर्य्यै नेत्रत्रयाय वषट्। ॐ करालन्यै अस्त्राय फट्॥**

**અથધ્યાનંઃ—**

**उद्यद्भानुं सहस्रकांतिमरुणक्षूमांशिरोमालिनी**
**रक्तालिप्त पयोधरांजपवटि विद्याममितीवराः।**
**हस्तैर्दधती त्रिनेत्र विलसद विक्रारविदश्रीयं**
**देवीबद्ध हिमांशु रक्तमुकुटां वंदे रविदस्थिता॥१॥**

**સાધનવિધિઃ—**

પછી નવકારવાલી અકલબેર(વેલ)ની, કપૂર(કેરબા)ની, પ્રવાલની અથવા ચંદનની લઈ મંત્ર સહિત ગાથા ૪ ગણવી. પહેલા દિવસે ૪૦ ચાલીશ, બીજા દિવસે ૪૨ બેંતાલીશ તથા ત્રીજા દિવસે ૪૩ તેંતાલીશ નવકારવાલી ગણી, સર્વ મલીને ૧૨૫ સવાસો માલાએ કરીને ૧૨૫૦૦ સાડા બાર હજાર જાપ ત્રણ દિવસમાં સંપૂર્ણ કરવા. જાપ કરતાં કરતાં કારણવશાત્ લઘુશંકા અથવા વડીશંકા પ્રમુખ કાર્ય માટે પ્રમાદવશે ઉઠવું પડે તો ન્યાસ, ધ્યાનાદિક ફરીથી કરવા, પરંતુ માલા ગણવા બેસતી વખતે પહેલાં શ્રી માણિભદ્ર દેવતા આવાહનં એ મંત્ર ત્રણ વાર કહીને આગલ સોપારી તથા ખારેક વગેરે નિવેદ મુકી ગણવા બેસવાનું ધ્યાનમાં રાખવું. પછી ત્રીજા દિવસની રાત્રે પાદુકા અગાડી હવન માટે કુંડ કરવો, તે કુંડ હાથ પ્રમાણ ચોખંડો કરવો, પછી ખીજડીના સમીધ (લાકડાં) મંગાવી હવન કરવું. હોમ વિધિ આ પ્રમાણે જાણવીઃ—

ખીર, ખાંડ, ઘી, ખારેક, ટોપરાં, દ્રાક્ષ, બદામ, સારવસ્તુઓ ફલાદિક હોમવાં ૧૨૦૦ બારસો ગ્રાસ (કોળીયા) હોમવા, પછી નાલિએર એક કોરીને તેની મધ્યમાં ઘી, ખાંડ ભરી હોમવું, પછી માર્જન તે થાલીમાં જલાંજલિ હાથથી કરવી, ૧૨૦ એકસો વીશ માર્જન થાય. પછી દશાંશ તર્પણ કરવાં, તે તર્પણ ૧૨ બાર થાય, દશાંશ બ્રહ્મભોજન જણ ૨ બેને સિધાં આપવાં, જૈનોએ બે સાધુ મહાત્માઓને ભોજન આપવું અથવા બે શ્રાવકોને જમાડવાં. ત્યારપછી કુંડની ફરતી દૂધની ધારા દેવી અને ત્યાં અગાડી જ સંથારા ઉપર સૂઈ રહેવું, એટલે સ્વપ્નાંતરે ઘંટાકર્ણ વરદાન આપે, સવારે માતર (લાપસી) શેર ૧। સવા કરી નિવેદ કરવું, પ્રભાતના સમયે ઉઠતી વખતે નીચેનો શ્લોક બોલવો:—

**आह्वानं नैव जानामि न जानामि विसर्जनं।**
**पूजाहोमं न जानामि त्वं गति परमेश्वर ॥१॥**

ઉપરનો શ્લોક ૩ ત્રણ વાર ભણી જલાંજલિ આપીને, પછી માતર લઇ સર્વને આપીને પારણું કરવાથી ઘંટાકર્ણ સિદ્ધ થયો સમજવો.

આ ઘંટાકર્ણ મંત્ર ચિંતામણિથી પણ અધિક છે. यस्य तस्य न दातव्यं જેને તેને આપવો નહિ. પછી આ મંત્રનું નિરંતર સાંજે ત્રણવાર અથવા સાતવાર સ્મરણ કરી, તાલી દઇને શયન કરવાથી શુભાશુભ સર્વ વાત સ્વપ્નાંતરને વિષે કહે.

આ ઘંટાકર્ણ મંત્ર અંગુઠે જપવાથી મોક્ષપદને આપે છે–૧, તર્જની આંગળીએ ગણવાથી વૈરીનો નાશ થાય છે–૨. વચલી (મધ્યમા) આંગળીએ ગણવાથી સર્વ મનુષ્યો દાસ થઇને રહે છે–૩. અનામિકા આંગળીએ ગણવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે–૪. અને ટચલી (કનિષ્ઠિકા) આંગળીએ ગણવાથી ચિંતવેલી વસ્તુ આવી મળે છે–૫

ઘંટાકર્ણનો કલ્પ આ પ્રમાણે જાણવો:—

જે કાર્ય કરવું હોય તે મનમાં ચિંતવીને ઘંટાકર્ણ મંત્રનો ૨૧ એકવીશવાર મનમાં જાપ કરીને કરવાથી કાર્યની સિદ્ધિ થાય છે.–૧

પ્રભાતના સમયે મંત્ર ૩ ત્રણવાર ગણીને મુખે હાથ ફેરવી બહાર નીકલવાથી કોઈ પણ જાતનો ઉપદ્રવ થતો નથી.–૨

આ મંત્ર ત્રિકાળ ત્રણ ત્રણ વખત ગણવાથી સ્વપરિવારને રોગ ઉપસ્થિત થતો નથી.–૩

આ મંત્ર ૭ સાતવાર ગણીને કાંચલીની કસે નિલાડે ડાંભ દીજે વાઇ જાય.–૪

આ મંત્ર ૭ સાતવાર ભણીને પાણીની ધારાવાડી દેવાથી અગ્નિ તથા મૃગીનો નાશ થાય.–૫

કુમારીકાએ કાંતેલા સુતરના સાત તાંતણા લઇ એકઠા કરી સાત ગાંઠ દઇ ૨૧ એકવીશ વાર મંત્ર જપી મંતરીને ધુપ ઉવેખી, ઘરની બારસાખે બાંધીએ તો મંકોડા જાય.—૬

આ મંત્રથી કુમારીકાએ કાંતેલા સુતરના સાત તાંતણા એકઠા કરીને સાત ગાંઠ દઇ ૨૧ એકવીશ વાર મંતરીને રોગીને આપવાથી તથા યોગીનો પાત્ર ભરાવીયે તો એકાંતરો વેલાંતરો તાવ જાય.—૭

કસુંબલ રંગી સુતરના સાત તાંતણા લઈ ૧૪ ચઉદ ગાંઠ દઇ ૨૧ એકવીશવાર મંતરીને બાંધવાથી ચોરાશી વા મટે.—૮

આ મંત્રથી ૨૧ એકવીશ વાર શાકિની, ડાકિનીને ઝાડવાથી સર્વ દોષનો નાશ થાય છે.—૯

આ મંત્ર કાંસાની થાળીમાં ખડીના અક્ષરે લખીને, તેનું પાણી ૪૯ ઓગણ-પચાસ દિવસ પાવાથી વાતપિત્તના રોગ જાય.—૧૦

દ્રવ્ય પ્રાપ્તિને માટે આ મંત્ર ૧૦૮ વાર નિરંતર એક માસ સુધી ગણીયે, ગણુતી વખતે ધૂપ અગરનો કરીયે તો દ્રવ્ય સ્થિર થાય.—૧૧

આ મંત્રથી ૭ સાત વાર મંતરેલી એકવીશ કાંકરીયો જાલમાં નાખીયે તો જાલમાં માછલાં આવે નહિ.—૧૨

આ મંત્રથી ૨૧ એકવીશ વાર મંતરેલું પાણી ગર્ભિણી સ્ત્રીને પાવાથી કષ્ટાતી મટે અને તેણીને સુખે કરીને પ્રસવ થાય.—૧૩

આ મંત્રથી પાણી ૭ વાર મંતરીને પાવાથી પેટની પીડા મટે.—૧૪

આ મંત્રથી રાા વાલ રૂપાની ઘુઘરી ૧૦૮ વાર મંતરીને કોટે બાંધીયે અને કુતરાને રોટલા ૫ શેર નખાવીયે તો હડકવા મટે.—૧૫

આ મંત્ર ૭ સાત વાર ગણી કાળી, રાતી ઊનનો દોરો કરી ૭ સાત ગાંઠ વાળી, કોટે બાંધવાથી છાલિ, નનામી જાય.—૧૬

આ મંત્રથી ૯ નવ વાર પાણી મંતરીને, અગર, લવીંગ, કેસરનો ધુપ કરી પાઇયે તો સર્પ વિષ ઉતરે.—૧૭

આ મંત્ર ઢોરના કાનમાં ૨૧ એકવીશ વાર ભણીયે તો વાળો જાય.—૧૮

આ મંત્રથી વાંઝણી સ્ત્રીને ઋતુના ત્રીજે દિવસે ૩ ત્રણ ચીઠ્ઠી ભોજપત્ર પર લખી કંકુ સાથે વીંટી દૂધ સાથે ઋતુ ૧ તથા ૨ વખત કરવાથી વંધ્યા સ્ત્રી ગર્ભને ધારણ કરે છે.—૧૯

આ મંત્રનો જાપ ઘરનાં ચારે ખુણે ૨૧ એકવીશ વાર કરીયે તો ઉંદર ઘરમાં બગાડ કરતા રહે.—૨૦

આ મંત્ર ૨૧ એકવીશ વાર ૨૧ એકવીશ દિવસ ગાડરના કાનમાં ગણીયે તો વૈરી વશ થાય.–૨૧

આ મંત્રથી ૨૧ એકવીશ વાર ખોલમરી મંતરી, ઉલખા મધ્યે ખંડાવીયે, ગુગલનો ધૂપ કરવાથી શાકિની રોતી નાસે.–૨૨

આ મંત્રથી દુ:ખતી દાઢ ૭ સાત વખત મંતરીયે તો દાઢ દુ:ખતી રહે.–૨૩

આ મંત્રથી ગેવા સૂતરના તાંતણા ૯ નવ કરી માથાથી પગ સુધી દોરો ભરી દોરો બેવડો કરી ૭ સાત ગાંઠ દઇ ૨૧ એકવીશ વાર મંતરીને, અગરનો ધૂપ કરી સ્ત્રીની કમરે બંધાવીયે તો ગર્ભ સ્થંભન થાય.–૨૪

આ મંત્રથી ૯ નવ કાંકરી ૨૧ એકવીશ એકવીશ વખત મંતરીને ચાર દિશાઓમાં ૪, ચાર વિદિશાઓમાં ૪ કાંકરી નાંખીને, એક કાંકરી પોતાની પાસે રાખવાથી માર્ગમાં જતાં ચોરનો ભય ન ઉપજે.–૨૫

આ મંત્રથી ૭ સાત વાર પછેડો ( ઓઢવાનું વસ્ત્ર ) મંતરીને, લોબાન ઉવેખીયે તો બાળક રોતો રહે.–૨૬

આ મંત્રથી કેસર, સુખડ ઘસી થાળીમાં યંત્ર લખી, ઘોળી પાવાથી ભૂત શરીરમાંથી નીકળી જાય છે.–૨૭

આ મંત્રથી પૈસો ૧, મધુ ૨, તથા કુંભારના ઘરની માટી ૧ પૈસાભાર એકઠાં કરી કોરી માટીની કુલડીમાં ઘાલી પેટી (ગલ્લા)ની બાજુમાં દટાવીયે તો લાભ થાય, ઘરાકી ઘણી આવે, પણ મૂળનક્ષત્ર ને રવિવારનો યોગ આવે તે વખતે આ ક્રિયા કરવી.–૨૮

આ મંત્રથી મીઠાનાં ગાંગડા ૭ સાત તથા રાખના ખોટારા ૭ સાત, ૭ સાત વાર મંતરીને આંખે ફેરવવાથી આંખો દુ:ખતી મટે.–૨૯

આ મંત્રથી ૨૯ ઓગણત્રીશ વાર જાઈના ફૂલ મંતરીને આંખે બાંધીયે તો આંખનું ફૂલું તથા વાયધ મટે.–૩૦

આ મંત્રની ચીઠી લખી વાંઝણી ઘોડીના ગળે બાંધીયે તો ઘોડી ગર્ભ ધારણ કરે.–૩૧

આ મંત્રથી ૭ સાત વાર માથું મંતરવાથી માથું ઉતરી જાય.–૩૨

આ મંત્રની ચીઠી લખી છાશ વલોવવાની ગોળીના કાંઠલે બાંધવાથી વલોવણું કરતાં સિહારિ દોષ ટલે.–૩૩

આ મંત્રથી ૧૦૮ વાર અડદ મંતરીને રોગીની પાસે નાખીયે તો ટાઢીયો તાવ જાય.–૩૪

આ મંત્ર ૭ સાત વાર ગણીને, પછી વેચવાની વસ્તુઓ ઉપર હાથ ફેરવીયે તો વસ્તુઓ જલદી વેચાઈ જાય.–૩૫

આ મંત્રની ચીઠી લખી ધાન્યના કોઠારમાં નાખીયે તો ધાન્ય સળે નહિ.–૩૬

આ મંત્રથી મોચીના ઘરની રાપડી ૨૧ દિવસ ૨૧ વાર દરરોજ બે વખત ઉજીયેં તો પ્રીહો મીટે.–૩૭

આ મંત્ર હિંગલોકથી લખી ઘર મધ્યે ચોટાડીયે તો સર્વ ભય ટલે.–૩૮

આ મંત્ર ૨૧ વાર ગણી ઝેર ઉતારવાથી ખજુરાનું ઝેર ઉતરે.–૩૯

આ મંત્ર ૭ સાત વાર ભણી અત્તર હાથમાં મંતરી મુખે ચોપડીને દરબારમાં જવાથી રાજસભામાં માન વધે.–૪૦

આ મંત્રથી ઓગણત્રીશ વાર મંતરીને એક કાંકરી બંદુક સામી નાંખવાથી બંદુક છુટે નહિ–૪૧

આ મંત્રથી દાતણ મંતરીને કરવાથી વજ્ર સમાન દાંત થાય.–૪૨

આ મંત્રથી સાત વાર ફુંક મારવાથી કાનમાં પરૂ આવતું હોય તે અટકે.–૪૩

આ મંત્ર એક મહિના સુધી પાણીમાં ઊભા રહી ૧૦૮ એકસોને આઠ વાર નિરંતર ગણવાથી શત્રુ પગે લાગે.–૪૪

આ મંત્રથી લવીંગ ૭ વાર મંતરીને, ૧૪ ચૌદ દિવસ સુધી ત્રણ ત્રણ લવીંગ ખાય તો વાયુનો વિકાર મટે.–૪૫

આ મંત્ર પાલીમાં લખી ઘર આંગણે દાટીયે તો સ્વપ્નાંતરે ચોર દેખાય.–૪૬

આ મંત્ર પાનમાં ખવરાવીયે તો રાજા વશ થાય.–૪૭

આ મંત્ર ૧૦૮ વાર ચત્તા સુઇ રહી ગણીયે અને બે પખવાડે પંચાંગ ધૂપ કીજે તથા દૂંટી ઉપર ઘીનો દીવો કરીને, મુખે મંત્ર ગણતાં જઇયે તો ગયેલી વસ્તુ પાછી મલે.–૪૮

આ મંત્રથી ૨૧ એકવીશ વાર મંતરેલા ચોખા ખવડાવીયે તો ચોરના મુખમાંથી લોહી નીકળે.–૪૯

લક્ષ્મી પ્રાપ્તિ માટે ઉત્તર દિશા સન્મુખ ઊભા રહીને રતાંજણીની નવકારવાલી ગણવી, ધૂપ કપૂર, લવીંગ, કસ્તૂરી અને ગોરૂચંદનનો કરવો, મુખ આગળે લાપસી ત્રિધારી શેર ૧૧ (સવા ?)ની કરાવીએ, પછી જાપ કરીને ૧૧ વર્ષની કુમારિકાને જમાડીયે, પછી કોળીયો એક બાકી રહે તે પોતે ખાવો, એમ ૨૧ એકવીશ દિવસ કરવાથી લક્ષ્મીનો લાભ થાય.–૫૦

આ મંત્રથી દોઢ આંગળની ખેરની લાકડીને મંતરી, તેની ખીલી ઘરના ઉંબરાને વિષે ડાટીયે તો ચૂડેલ પરાભવ કરે નહિં.–૫૧

આ મંત્ર નવ વાર ગણીને, ઘોડાના પુંછડાના વાળ નવ લઇને, વાળો થયો હોય તે જગ્યાએ બાંધીએ તો વાળો ટળે.–૫૨

આ મંત્રથી પાણી મંતરીને દિન ૧૪ અથવા ૨૧ ઉંજીયે તો રાંઘણુ વા જાય.–૫૩

આ મંત્ર ૧૦૮ એકસો આઠ વાર ગણી કાળી તથા રાતી ઊનનો દોરો નવ સેરો કરી આગળ ધૂપ પંચાંગ કરી દોરો કેડે બાંધીયે તો વા જાય.–૫૪

આ મંત્ર ૨૯ ઓગણત્રીશ વાર ગણી, રવિવારના દિવસે કાગડો બોલ્યા પહેલાં લજાલુ લઈને, તે જ જડી ઘસી વીંછીના ડંખે ચોપડીયે તો ડંખથી વીંછી ઉતરે, પછી તે જડી દેખાડીયે તો ઉતરે.–૫૫

આ મંત્ર ૧૦૮ એકસો આઠ વાર ગણી, રવિવારના દિવસે પુષ્ય નક્ષત્રનો યોગ આવે તે વખતે સરપંખાની જડ લાવીને, અગરનો ધૂપ કરીને, વાદ વિવાદ વખતે પોતાની જમણી દાઢની વચમાં રાખવાથી જય થાય છે.–૫૬

આ મંત્રથી વસ્ત્ર મંતરીને ધૂપ દઇ ઓઢાડવાથી અનિંદ્રાવસ્થાનો રોગ નાશ પામીને, નિંદ્રા સારી રીતે આવે છે.–૫૭

આ મંત્ર ૧૦૮ એકસો આઠ વાર ગણીને, ધોલી ધરોનું મૂળ ચંદ્રગ્રહણ અથવા સૂર્યગ્રહણ વખતે લઇને માથામાં રાખવાથી કોઇપણ જાતના શસ્ત્રનો ઘા લાગે નહિ, પરંતુ ધરો લેતી વખતે નગ્ન થઈ, શ્વાસ રૂંધીને ધરો લેવાનું ખાસ ધ્યાનમાં રાખવું.–૫૮

આ મંત્ર ૨૧ એકવીશ વાર ગણીને અગરબત્તીનો ધૂપ દઇયે તો ભૂતના ભયનો નાશ થાય.–૫૯

ઘંટાકર્ણો મહાવીર૦ એ મંત્રાક્ષરો બીજક સહિત મોટા અવાજે ગણતો થકો શ્મશાનમાં ચાલ્યો જાય તો કોઈપણ જાતનો ભય ન લાગે.–૬૦

આ મંત્રથી ૨૧ વખત પાણી મંતરીને પાવાથી શૂલરોગ મટી જાય છે.–૬૧

આ મંત્રની મધ્યમાં આવેલો હ્રીંકાર બીજ મંત્ર ગોરોચનથી જીભ ઉપર કટારીની અણી વડે ૨૯ ઓગણત્રીશ દિવસ સુધી લખવાથી વિદ્યા ચઢે છે અને જીભ સ્પષ્ટ થાય છે, લખતી વખતે અગરનો ધૂપ કરવો.–૬૨

આ મંત્ર મુખે ગણુતા જઈએ અને જમીન ઉપર ટચલી આંગળીથી પંદરીયો યંત્ર લખ્યા કરીયે, એ પ્રમાણે ૧૦૮ એકસો આઠ વખત કરવાથી બંદીખાનાથી મુક્ત થવાય છે.–૬૩

આ મંત્રથી ૧૦૮ એકસો આઠવાર ૧૦૮ એકસો આઠ કાંકરી મંતરીને, લીલા વૃક્ષને કાંકરી મારી ૭ સાત લાત મારી ગામમાં પ્રવેશ કરવાથી મહાન લાભ ઉપજે છે.–૬૪

આ મંત્ર ૧૧૪ એકસો ચૌદ વાર રણુસંગ્રામમાં ગણુવાથી ગણુનારની જીત થાય છે.–૬૫

આ મંત્રનો યંત્ર રણુમેદાનની આગળની ધજા ઉપર રાખીને, આગળ લશ્કરની કુચ કરાવીયે તો શત્રુ પલાયન કરી જાય છે.–૬૬

આ મંત્રથી ત્રણુવાર કાલા ધંતુરાની જડ મંત્રી લઈ રવિવારના દિને પાસે રાખવાથી કોઇપણુ જાતનો ભય લાગતો નથી.–૬૭

રવિવારના દિવસે ત્રણુ વાર મંતરીને અઘાડાની જડ લઈ, કુંવારી કન્યાએ કાંતેલા સુતરથી તે જડ હાથે બાંધીને, રાખવાથી એકાંતરો, વેલાંતરો, ચોથીયો ઈત્યાદિક સર્વ પ્રકારના જ્વરનો નાશ થાય છે.–૬૮

આ મંત્રે મંત્રીને અઘાડાના મૂલનું દાતણુ ૬ છ મહીના સુધી નિરંતર કરવાથી વચનસિદ્ધિ થાય છે.–૬૯

આ મંત્રથી ૨૧ એકવીશ વાર પેંચોટી મંતરવાથી, ખસી ગયેલી પેંચોટી પોતાની મૂળ જગ્યાએ આવે છે.–૭૦

આ મંત્રની ચીઠી લખી આપીયે તો વિવાહ થાય.–૭૧

આ મંત્રનો યંત્ર છ ખુણુાવાળો કરીને, મધ્યમાં હ્રીંકાર લખીને, ચોમેર ફરતા ચક્રાકારે ઘંટાકર્ણના મંત્રાક્ષરો લખીને, સ્ત્રીપુરૂષનું નામ યંત્ર વચ્ચે લખીને સ્ત્રીની કોટે માદળીયામાં રખાવવાથી ઘણી પ્રીતિ થાય અને વિરોધ હોય તે શાંત થઇ જાય છે.–૭૨

આ મંત્રથી વાસી પાણી ૨૧ એકવીશ વખત મંતરીને ઉનવાના દરદીને પીવડાવવાથી ઉનવાનો નાશ થાય છે.–૭૩

આ મંત્રથી ૧૧ વાર ૧૧ અગિયાર દિવસ સુધી ગલે ઉંજવાથી ગલગાંઠી (કંઠમાળ) મટી જાય છે.–૭૪

આ મંત્રથી ૨૧ એકવીશ વખત પાણી મંતરીને સર્પને આણુ દેવાથી સર્પ થંભી જાય છે અને તેનું ઝેર ઉતરી જાય છે.–૭૫

આ મંત્ર ચીઠી ઉપર લખીને, ટોકરી વચ્ચે ઘાલીને, તે ટોકરી (ઘંટડી) ઢોરના ગળે બાંધીયે, તો તે ટોકરી બાંધેલું ઢોર જેટલી જગ્યામાં ફરે, જેટલી જગ્યામાં તેના ગળાની ઘંટડીનો અવાજ સંભળાય, તેટલામાં મુહવાય, ખરવાય, વહ્ના પ્રમુખ સર્વ રોગ ઉપશમે.-૭૬

આ મંત્ર કોરા સરાવલામાં (ચપ્પણીયામાં) લખીને, તે મંત્ર ઉપર સોપારી મૂકીને, કણેકની વાડ ફરતી દઇને, તે ઉપર સુતરનો માળો કરીને, પછી તે સરાવલું રોગી માણસના માથા નીચે મૂકીયે, તો રોગીના દરેક રોગો નાશ પામે છે.-૭૭

શ્રી ઘંટાકર્ણનો ત્રીજો કલ્પ સંપૂર્ણ.



# શ્રી માણિભદ્રજીના મંત્રો

## ૧ મોતીઝરા માટેનો મંત્ર—

**ॐ ऐं ह्रीं श्रीं क्लीं नवपद ह्रीं श्रीं माणिभद्राय नमः ॥**

આ મંત્રનો નિરંતર જાપ ૧૦૦૮ કરવાથી તથા **ॐ ऐं ह्रीं श्रीं क्लीं माणिभद्राय स्वाहा** આ મંત્રથી ૧૦૮ વખત પંચામૃતનો હોમ કરવાથી તથા શ્રી માણિભદ્રજીનો યંત્ર આકૃતિ માટે જુઓ માણિભદ્ર યંત્ર ૧ ગળે બાંધવાથી મોતીઝરો મટી જાય છે.

## ૨ માણિભદ્રજીની સાધનાનો મંત્ર—

**ॐ ह्रीं श्रीं भगवते श्री माणिभद्राय ह्रीं श्रीं कण कण क्लीं फण फट् फट् स्वाहा ॥**

વિધિ—ગુરૂવારના દિવસે ભૂમિ પવિત્ર કરી, લાલ વસ્ત્ર, લાલ માલાથી, પૂર્વ દિશા તરફ બેસીને [ ૧૦૦૮ ] જાપ કરવો. ૧૦૮ વાર પંચામૃત હોમ કરવો. લાલ માલા પ્રવાલની લેવી અને દરરોજ વિજય મુહૂર્તે ગણવી, માલા ૨૧ એકવીશ દિવસ સુધી દરરોજ ગણવી, પછી ૨૧ એકવીશમા દિવસે પંચામૃત હોમ કરવો. તે હોમ કરતાં મધ્યાન્હ વખતે શ્વેતરૂપે માણિભદ્ર આવે તે વખતે કહેવું કે "હું માગું તે આપો" તે વાચા આપે જે સિદ્ધ છે. વચનથી બાંધી લઇને પછી મનમાં જે વસ્તુ ધારીયે તે લાવી આપે. सत्यमेव. હોમ—દૂધ, દહીં, ઘી, શ્રીફલ ( ટોપરું ) તથા મધ એ પંચામૃતનો કરવો.

## ૩ શુભાશુભ જાણવાનો મંત્ર—

**ॐ क्लीं क्लीं क्लीं माणिभद्र चेटकाय सर्वसिद्धिकराय मम स्वप्ने अमुकं दर्शय दर्शय स्वाहा ॥**

વિધિ—આંબાનો એક પાટલો સન્મુખ મૂકી, તેના ઉપર ચોખાનો સાથીયો કાઢી, સાથીયા ઉપર શ્રીફલ તથા નૈવેદ્ય મૂકવું, પૂર્વદિશા અથવા ઉત્તરદિશા સન્મુખ માણિભદ્રની છબી મૂકી આસન ઉપર બેસી જાપ—રાત્રિનાં ૯ નવ વાગ્યા પછી અજવાળીયા ( શુકલપક્ષ ) પખવાડીયાના પહેલા ગુરૂવારના દિવસથી શરૂ કરવો. જેમ બને તેમ વધારેમાં વધારે થાય એટલા જાપ કરવા. દરરોજ ૧૧ અગિયાર માલા ગણવી. ૭ સાત દિવસ સુધી મગનાં આયંબિલ કરવાં, ધૂપ અને દીવો અખંડ ચાલુ રાખવાં, લાલ કણેરનું ફૂલ ચઢાવવું આયંબિલની રસોઇ પુરૂષના હાથની બનાવેલી હોવી જોઇયે, એ બાબતનું ખાસ લક્ષ રાખવું.

પ્રથમ સવા લાખ ૧૨૫૦૦૦ જાપ કરવા, બધાયે જાપ બનતાં સુધી રાત્રિના કરવા અને ન બની શકે તો દિવસે પણ જાપ ચાલુ રાખવા. ચોથા દિવસે માણિભદ્રજી મનુષ્યરૂપે આવી પ્રત્યક્ષ દર્શન આપે, જે જોઇયે તે માગ એમ કહે. કામ પડે ત્યારે રાત્રે એક માલા ગણી સુઇ રહેવું. માલા ગણીને સુતા પછી બોલવું નહિ. સ્ત્રીનો સંગ તજી દેવો.

**૪ શ્રી માણિભદ્રજીનો મંત્રઃ—**

**ॐ आँ ह्रीं क्रौं क्ष्वीं क्लीं ब्लूं द्रां द्रीं ॐ नमो भगवते माणिभद्राय कृष्णरूपाय चतुर्भुजाय जिनशासनभक्ताय हिलि हिलि मिलि मिलि किलि किलि यक्षकूर्मः स्वाहा ॥**

**૫ શાકિની નિગ્રહ કરણ મંત્રઃ—**

**ॐ नमो भगवते माणिभद्राय क्षेत्रपालाय कद्मरूपाय चतुर्भुजाय जिनशासनभक्ताय नवनागसहस्रबलाय किंनर किंपुरुष गंधर्व यक्षराक्षस भूतप्रेत पिशाच सर्वशाकिनीनां निग्रहं कुरु कुरु पात्रं रक्ष रक्ष स्वाहा ॥**

વિધિઃ—કાલી ચૌદશના દિવસે આ મંત્ર ૧૦૦૮ વાર ગણવો. દીપ, ધૂપ, ફુલ વગેરે ત્રીજા મંત્રની વિધિ પ્રમાણે જાણવા.

**૬ ભૂતપ્રેત નિગ્રહ કરણ મંત્રઃ—**

**ॐ माणिभद्राय कपिलरुद्राय अनंतशाकिनीसर्वाय नवनागसहस्रबलाय किंनर किंपुरुष गंधर्व यक्ष राक्षस भूतप्रेतपिशाच सर्वशाकिनीनां निग्रहं कुरु कुरु पात्रं रक्ष रक्ष स्वाहा ॥**

વિધિઃ—કાલી ચૌદશના દિવસે ૧૦૦૮ વાર જાપ કરવો, ભૂત, પ્રેતથી ગ્રસિત થએલ વ્યક્તિને પાણી મંતરીને પાવાથી અથવા સાત વાર ઝાડો દેવાથી ભૂત,પ્રેતથી ગ્રાસિત મુક્ત થઇ જાય છે.

**૭ શુભાશુભ જાણવાનો મંત્રઃ—**

**ॐ आँ ह्रीं क्रीं क्ष्रीं क्ष्रीं क्ष्रीं क्ष्रीं ब्लूँ ह्राँ ह्रीं (द्रां द्रीं?) ॐ नमो भगवते माणिभद्राय क्षेत्रपालाय कद्मरूपाय चतुर्भुजाय जिनशासनभक्ताय हिलि हिलि मिलि मिलि किलि किलि चक्षुर्मयाय स्वाहा ॥**

વિધિઃ—રાતા સિંદુરના પુતલાંની સ્થાપના કરવી, રાતી કણેરનાં ફૂલ લાવીને, દિન ૧૫ પંદરમાં ૨૭૦૦૦ સત્તાવીશ હજાર જાપ કરવા, લોબાનનો ધૂપ કરવો, ઘીનો દીપક કરવો, રાતી માલાથી ગણવું. લાપશી શેર ૧ા, ઘુઘરી શેર ૧ા, વડાં શેર ૧ા તથા તલવટ શેર ૧ા સન્મુખ મૂકવાં.

હોમવિધિઃ—દશાંશ ૨૭૦૦ સતાવીશો આહુતિ દેવી. ગુગલ ૧, કણેરનાં ફૂલ ૨ ઘી ૩, ચોખા ૪ અને ૫ દૂધ, આ પંચામૃતનો હોમ કરવાથી દેવ પ્રત્યક્ષ થાય.

જાપની શરૂઆત રવિવારના દિવસથી કરવાનું ખાસ ધ્યાનમાં રાખવું. પછી નિરંતર ૧૦૮ એકસો આઠ વાર આ મંત્ર ગણવો. મનમાં જે વસ્તુનો વિચાર કર્યો હોય તેનો જવાબ સ્વપ્નમાં આપે.

**૮ શ્રી માણિભદ્રજીને પ્રત્યક્ષ કરવાનો મંત્રઃ—**

**ॐ आं क्रों ह्रां ह्रीं ( द्रां द्रीं ? ) क्ष्वीं क्ष्वीं क्ष्रीं ब्लूँ यँ ह्सौं ॐ नमो भगवते श्री माणिभद्रक्षेत्रपालाय कृष्णवर्णाय चतुर्भुजाय जिनशासनभक्ताय हिलि हिलि मिलि मिलि किलि किलि चक्षुर्मयाय ठः ठः ठः स्वाहा ॥**

વિધિઃ—આ પ્રમાણેના માણિભદ્ર ક્ષેત્રપાલના મંત્રનો ઓછામાં ઓછો ૧૦૦૦૦ દશ હજાર જાપ કરવો અને દશાંશ હોમ કરવાથી મંત્ર સિદ્ધ થાય છે. એક લાખ જાપ કરવાથી અને તેનો દશાંશ ૧૦૦૦૦ દશ હજાર હોમ કરવાથી શ્રી માણિભદ્ર પ્રત્યક્ષ થાય છે.



શ્રી શિવકીર્ત્તિ મુનિ વિરચિત.

# શ્રી માણિભદ્રજીનો છંદ—૧

શ્રી માણિભદ્ર સદા સમરો, ઉર બીચમેં ધ્યાન અખંડ ધરો;
જપીયાં સહુ જયજયકાર કરે, ભજિયાં સહુ નિત્ય ભંડાર ભરે—૧
જે કુશલ કરે નામ જ લીયાં, આણંદ કરે દેવ આશ કીયાં;
સૌભાગ્ય વધે જગ સહસ ગુણો, દિલ સેવ્યાં પ્રભુ દે જશ દુણો.—૨
અરિયણ સહુ અલગા ભાજે, વિરુઆ વૈરી જન પાય લાગે;
સંકટ સોગ વિયોગ હરે, ઉણ વેલા આય સહાય કરે.—૩
ભૂત ભયંકર સીંહ ભાગે, જક્ષ જોગણ સાયણ નવિ લાગે;
વાય ચોરાશી જાય વહિલા, લખમી સહુ આય મિલે વહિલી.—૪
ગુડ પાપડીયાં ગુરૂવાર દિને, લાપસીયાં લાડુ દ્યો ઇણને;
ધૂપ દીપ[અખંડ] નૈવેદ્ય ધરો, આઠમ દીન પૂજા અવશ્ય કરો.—૫
જેહને દીન પ્રતિ જાપ સદા, તસ સુપનાંતરમેં પ્રત્યક્ષ તદા;
જપીયાં સહુ જાવે આપદા, કોઈ મણા ઘરે રહે ન કદા.—૬
મૈ મત સારૂ મોજ કીયો, ગુણસિંધુ જિસ્યો તુમ ગુણહ ભર્યો;
દીનાનાથ સુદયા જ કરો, શિર ઉપરે હાથ દીયો સખરો.—૭
ભવિયણ જો ભાવે ભજસી, કારજ સિદ્ધ સહી કરસી;
પૂજ્યાં પુત્ર વધે દુણા, કિણ વાતે કદી રહે નહિ ઉણા.—૮
શ્રી માણિભદ્રજી મનમેં ધ્યાવો, સુખ સંપતિ બહુ વેગે પાવો;
લક્ષ્મી કીર્તિ વલી આપ લહે, શિવકીરતિ મુનિ ઈમ સુજશ કહે.—૯

શ્રી ઉદયકુશલમુનિ વિરચિત

# શ્રી માણિભદ્રજીનો છંદ—૨

### દોહરા

સરસ વચન દ્યો સરસતિ, પૂજું ગુરૂકે પાય;
ગુણ માંણિકનાં ગાવતાં, સેવકનેં સુખ થાય. ૧
માંણિભદ્રનેં પાંમીઓ, સુરતરૂ જેહવો સાંમ;
રોગ સોગ દૂરે હરે, નમું ચરણ શિર નાંમ. ૨

તું પારસ તું પોરસો, કામકુંભ સુખકાર;
સાહિબ વરદાઈ સદા, આતમનો આધાર. ૩

તુંહિ ચિંતામણી રતન, ચિત્રાવેલ વિચાર;
માંણુક સાહબ માહરે, દોલતરો દાતાર. ૪

દેવ ઘણા દુનિયા નમેં, સુતા કરે સનમાન;
માંણિભદ્ર મોટો મર્દ, દિપેં દેસ દીવાણ. ૫

### અડયલ છંદ

દીપંતો જગમાંહે દીપેં, પીસુણ તણા દલ તુંહી જ જિપેં;
આઠે ભયથી તુંહી જ ઉગારે, તુંહી નિંદા કરતાં શત્રુ નિવારે.-૧

ગજમુખ દેવ મહા ઉપગારી, ઐરાવણ જિણરી અસવારી;
માંણિભદ્ર મોટો મહારાજા, વાજે સદા છત્રીસે વાજા.-૨

**હેમવિમલસૂરી** સહાઈ, ક્ષેત્રપાલ જિણેં કાઢ્યો જાઈ;
ઉણવેલા માંણિક તું ઉઠ્યો, ભૈરવને ગુરજાસું કુટ્યો.-૩

માનોજી માંણિક વચન હમારો, થેં છોડો હું ચાકર થારો,
માંણિભદ્રજી વાચા માની, કાલો ગોરો કીધો કાની.-૪

પાટ ભગત પણ વાચા પાળી, વલતી સામગ્રી સહૂ વાળી;
જાલમ માંણિક બાંહિ ઝાલ્યો, દેશ અઢાર જ દી અજુવાલ્યો.-૫

કુમતિ રોગ કરે નીકંદન, માંણિભદ્ર તપગચ્છ કેરો મંડણ;
ધ્યાન ધરી એકે મન ધારે, સઘલા કારીજ માંણિક સારે.-૬

બોલ સવે રાખે દરબારે, વસુધા અધિકી લાજ વધારે;
આઠમ ચૌદશ જે આરાધે, સઘલા જાપ દિવાલી સાધે.-૭

માંણિભદ્ર પૂજી જે મોટો, તિણરે કદીય ન આવે તોટો;
ભાવ કરી જે તુઝનેં ભેટે, માંણિક તિણરા દારિદ્ર મેટે.-૮

ધન અખુટ બહુ ધન પાવેં, માંણિક તતખિણ રોગ ગમાવે;
સેવકનેં તું બાંહો સાહીં, મહિમા થાઈ જગ સહૂમાંહિ.-૯

જો મુજને સેવક કરી જાણો, માંણિભદ્ર મુજ વિનતિ માનો;
દીલભરી દરિસણ મુજનેં દીજે, કૃપા કરી સેવકનેં સુખ કીજે.-૧૦

### દોહરા

તું વાસી ગુજરાતકો, નવખંડે તુજ નાંમ;
મગરવાડે મોટો મરદ, કવિયાનાં સારે કાંમ.-૧
સેવકને તું સીખવે, નાયક નાંમ નરેસ;
જિણવિધ હું પૂજા કરૂં, હુકમ પ્રમાણે હમેસ.-૨
કરો અગાડી કવિયણા, માંણિભદ્ર માબાપ;
દિલભરી દરિશણ દીજીઈ, સેવક ટાલ સંતાપ.-૩
માંણિભદ્ર મહારાજસૂં, ઉદો કરે અરજ;
મૂલમંત્ર મોય દીજીઈ, રાખો માહરી લાજ.-૪

### અડયલ છંદ

વસુધામાં મારી લાજ વધારો, નાત ગોત્રમેં કુજશ નીવારો;
દુઃખદારિદ્ર હરીજેં દૂરે, પુત્ર તણી વાંછા તું પૂરે.-૧
સેતાનીને તું સમજાવે, અવનિપતિ પણ ચરણે આવે;
વિઘન અનંતા રાજ નીવારે, માંણિભદ્ર મુજ શત્રુ વારે.-૨
સઘલા નરનારી વશ થાઈ, ડાકણી સાકણી નાશી જાઇં;
ભૂત પ્રેત તુજ નાંમે ભાગેં, નાહર ચોર કદીઇં નવિ લાગેં.-૩
મોટા દાનવ તુંહી મરોડે, તાવ તેજારા તુંહી ત્રોડે;
હરિહર દેવ ઘણાઇ હોઈ, કલિમેં તુમ સરીખો નહિ કોઈ.-૪
ભાવે અડસઠ તીરથ ભેટો, ભાવે માંણિભદ્રનેં ભેટો;
સુરપતિ માહરી અરજ સુણીજેં, કવિઅણનેં તતખીણ સુખ દીજેં.-૫
તાહરી પાર ન પામે કોઈ, જાલમ વીરરી જગમાં જોઇ;
દ્યો વાંછીત માંણિક વરદાઈ, સેવકનેં ગહગટ્ટ સવાઈ.-૬

### કલસ

ગુણ ગાયા ગહગટ્ટ અન્ન ધન કપડાં આવે,
ગુણ ગાયા ગહગટ્ટ પ્રગટ ઘરે સંપદ પાવે;
ગુણ ગાયા ગહગટ્ટ રાજમાન મોજ દેવરાવે,
ગુણ ગાયા ગહગટ્ટ લોક સહૂ પૂજા લાવે.-૧
સુખકુસલ આસા સફલ ઉદયકુસલ ઇણી પરે કહે;
ગુણ માંણિકરા ગાવતાં લાખ લાખ રીઝાં તે લહે.-૨

શ્રી રાજરતન પાઠક વિરચિત

# શ્રી માણિભદ્રજીનો છંદ–૩

———(૦)———

સુરપતિ તતિ સેવિત શુભ ખાણિ, વિબુધ વૃંદ વંદીત બ્રહ્માણિ;
અધિકાનંદ હૃદયસ્યું આંણિ, પ્રણમિસ્યું હૂં સારદરૂપ રાંણિ.–૧
વિમલ વચન દ્યો વરદાતા, ગુણનિધિ ગોરડીયા ગુણ ગાતા;
ભૂતલ જનમોહન મુનિ ભ્રાતા, ત્રિભુવન માંહિ ખેતલ વિખ્યાતા.–૨
માણિભદ્ર મહી મંડણ, ખડગધારી ખેલિ ખલ ખંડણ;
ગોરડીયો દુર્જન જન ગંજન, ભગતવચ્છલ ભય ભાવઠ ભંજન.–૩

## દુહા

વીર સુણો એક વીનતિ, સેવકની સુવિચાર;
પરિ પરિ પિસુન પરાભવેં, તેહનો કર નિસ્તાર.–૧
અભિમાની અકહ્યાગરા, અપજસ કરા અપત્ત;
કપટી કુડ કુબુદ્ધીયા, નિરદય નિખર નિસત્ત.–૨
માણિભદ્ર માતા પિતા, અડવડીયાં આધાર;
ખેત્રપાલ ધરી ખંતસ્યું, શત્રુ કરો સંહાર.–૩
વીર બાવનમાંહી સબલ, જગ જાગત જસ વાય;
પ્રભુ મનવાંછિત પુરવેં, ગુણીયણ જિમ ગુણ ગાય.–૪

## સારસી છંદ

ગુણ ગાઉં ભગતિં એક ચિત્તિ ખરી ખંતિં તાહરા,
વીરાધિવીરા ધરણધીરા તુંહી ભૈરવ કિંનરા;
તુંહી બરડો તુંહી બાવર તુંહી ચઉવટ ચાચરા,
શ્રી માણિભદ્ર સુભદ્ર જય જય સત્રુ સંહર માહરા.–૧
મહાકાલ તુંહી વીર હરસિદ્ધ હરડો તુંહી ખોડીઓ,
રંગતિઓ જંગડ તુંહી વાવડ માંકડો જંત્રોડીઓ;
આગિં આગિં ઠામિં ઠામિં પીઠ પરસિદ્ધ તુજ ખરા. શ્રી માણિ૦–૨

સાકિની ડાકિની ભૂત વ્યંતર રાક્ષસી શિકોતરી,
તુજ નામ નાસે દોષ ત્રાસે દુષ્ટ નવિ નીરખે ફરી;
ચોવટે ચાચર તુંહી ખેલિં સકત બેલેં સંકરા. શ્રી માણિ૦–૩
તુમ વિષમ વાટે ગિરીય ઘાટે જલદ જલપુરે વહ્યા,
નડ નડ સંકટ વિગટ કટકેં આદમી જે દુઃખ લહ્યા;
તુજ નામ જપતાં કુશલખેમે પ્રેમસ્યું આવી ઘરાં.–શ્રી માણિ૦–૪
ષટ્ભુજા ભયહર ખડગ વિષહર પાસ પાણિ પિનાકએ,
ખટ્વાંગ સુલી કપાલમાલા ડમરૂ ડમરૂ ડાકએ;
કરડી કરતો ધરણી રમતો વીર દમતો આતુરા. શ્રી માણિ૦–૫
પય ઘમય ઘુઘર જોગ જટ હર હત્થ ખપ્પર વરતરં,
બ્રહ્માંડ ખંડ પ્રચંડ નવખંડ અવની જોએ ખગ્ગધર;
કૈલાસ શિખરેં સમુદ્ર તીરેં દિશો દિશ તું ખેચરા. શ્રી માણિ૦–૬
જામુલ નીલ સમાનરૂપં, તવ સરૂપ કુણ લહે,
સુર અસુર માનવ દેવ દાનવ આણ તાહરી સિર વહે;
તું મંત્ર મૂલિ યંત્ર તંત્ર ચંદ્રમા રવિ શુભકરા. શ્રી માણિ૦–૭
દીવાન તુંહી અરજવેગી તુંહી કાજી અદલ્લ તું,
તુંહી વક્તા તુંહી મહેતા તુંહી મીરાં પાટીલ તું;
તે ભણી તુજને કહું ખેતલ ચિત્તધરી તું સુરવરા, શ્રી માણિ૦–૮
નવનિધિ રિદ્ધિ સમૃદ્ધિ દાતા જગતનેતા તું સદા,
વાંછિત પૂરણ કષ્ટ ચુરણ સુકવિ ટાલે આપદા;
તું પિતા માતા તુંહી ત્રાતા નાથ સ્વામી સહોદરા. શ્રી માણિ૦–૯
ત્રિહું ભુવન હીંડે યક્ષકેડે પ્રીરેં સેવા સારતા,
પારખી સાધુ અસાધુનો તું લહે જગ નીવારતા;
જાગતી મૂરતિ ભુવન તાહરી પાય પૂજે સુરનરા. શ્રી માણિ૦–૧૦
પરગુણ ન બોલે સીસ ડોલે ભુંડ પરે ભસતાં ભમે,
પરઋદ્ધિ દેખેં દુઃખ અલેખે સાધુ સજ્જનને દમે;
બરબરેં બોકડ સાધુ બરકેં હરામી હરકત કરા. શ્રી માણિ૦–૧૧
જે મર્મ બોલા લુબધિ લોલા વિકલ લવતા માનવી,
પરવિઘન તોષા તરત રોષા વદે વાણી નવનવી;
કલિ કરણ રાતા કપટ માતા કુમતિ દાતા અનુચરા. શ્રી માણિ૦–૧૨

વિણ ગુનહ વયરી જન ભંભેરી આળ બોલેં અણછતા,
કર ગ્રહીય અસિ અરિચ્છેદ અરિ સિર વારી વયરી વ્યાપતા;
ઉપગાર કીધો મન ન જાંણે ગર્વ ગુણહીન ગોબરા. શ્રી માણિ૦-૧૩

કલસ

ખેત્રપાલ ભૂપાલ આપજે માગ્યા મુજને, સમરથ સાહિબ જાણી યાચના કીધી તુજનેં,
કરગ્રહી ત્રિશૂલ કંધ કાપેં કટકના, ઋદ્ધિવૃદ્ધિ ઘરે આંણી કોડ પુરે મુજ મનના;
મગરવાડા પૂર મંડણો, અતુલિ બલ અશરણ શરણ.
રાજરતન પાઠક ભણેં, શ્રી માણિભદ્ર જય જય કરણ.—૧

ઈતિ શ્રી મગરવાડા માણિભદ્રસ્ય છંદ સંપૂર્ણ.

શ્રી શાંતિસૂરી વિરચિત

# શ્રી માણિભદ્રજીનો છંદ-૪

સરસતિ સામિની પાય પ્રણમેવં, સદગુરૂ કેરી સારે સેવં;
ગુણ ગાઉ માણિભદ્ર વીરં, વીર સર્વમાં સાહસ ધીરં.–૧
ઉજેણી નયરી પવિત્તં, તિહાં રાજ્ય કરે વિક્રમાદિત્યં;
બાવન વીર રમે તિહાં રાસં, માણિભદ્ર તણો તિહાં વાસં.–૨
દૈત્ય નિવારણ તેં તિહાં કીધાં, ગોરડીયો તવ નામ પ્રસિદ્ધાં,
માને મહીપતિ મોટા રાજં, સંઘ ચતુર્વિધ આવે સાજં.–૩
કલિયુગ માહે જાગતી પીઠં, માણિભદ્રનું થાનક દીઠં;
માલવદેશ માંહે પરસીદ્ધં, ઈતિ દુકાલ તેં દૂરે કીધં.–૪
ધાંધાર દેશે પરસીદ્ધં, વલી તેણેં થાનકે તીરથ કીધં;
તપગચ્છ નાયક વિઘન નિવારં, માણિભદ્ર નાંમઇ જયકારં.–૫
મગરવાડઈ તુમ તીરથ જાત્રં, નાચઇ ખેલા નાચઈ પાત્ર;
મલી સુહાસણ ગાઈ ગીતં, ઓચ્છવ મોચ્છવ થાઈ નિતં.–૬
ભેર ભુંગલ શરણાઇ સાદં, વાજઇં વાંસનઈં ભેરી નાદં;
ઢોલ દદામાં વાજે મૃદંગં, તાલ યંત્ર સારંગી સંગ.–૭
વાજેં રણસિદ્ધનેં કરણાટં, માણિભદ્ર થાંનકે ગહગાટં;
ઠાંમઠાંમથી આવે સંગં, ચંદન પુષ્પ ચઢાવે ચંગં.–૮

સૂરિમંત્ર તણા ધિર ભારં, તે આવે તાહરે દરબારં;
તેહને આપે બુદ્ધિ પ્રકાશં, ગચ્છનાયક લહી સુખવાસં.–૯
ત્રિભુવન માંહે તેજ અપારં, માણિભદ્ર તું વિશ્વાધારં;
મહીયલમાંહે મેરૂ સમાનં, મહા મુનીવર કરે તુમ ધ્યાનં.–૧૦
તેત્રીશ ક્રોડ દેવાં વર દેવં, છપ્પન ક્રોડ કરે તુમ સેવં;
ભણે ભવાની તુજ ગુણ ગ્રામં, ચોસઠ જોગણી વહે તુજ નામં.–૧૧
જંબુ ભરત અનોપમ ઠામં, **આગલોલ** વસે તિહાં ગામં;
વસે લોક તિહાં વરણ અઢારં, રાજા **સહસમલ** સુખકારં.–૧૨
તસ ઘરણી **વીરબાઈ** જિહાં, ચોસઠ કલા શુભલક્ષણ તિહાં;
તસ કુખે અવતરીયો હંસં, **શમસીંગ** દીપાયો વંશં.–૧૩
તિહાં શીખર બંધ ઉંચો પ્રાસાદં, દેવલોકશું માડે વાદં;
સુમતિનાથ તીર્થંકર દેવં, ચોસઠ ઈંદ્ર કરે જસ સેવં.–૧૪
પૂર બાહિર એક થાનક સારં, શીખરબંધ તિહાં છત્રાકારં;
સત્તર તેત્રીસઈં (૧૭૩૩) મન ઉલ્લાસં, **શાંતિસોમ** રહ્યા ચોમાસં,–૧૫
નિશદીન મુનિવર કરે શુભ ધ્યાનં, કરે તપ પણ નહિ અભિમાનં;
અચલ અખીલ રહે ઋષિરાજં, સારે પરભવ કેરા કાજં.–૧૬
માણિભદ્ર આરાધન કીધં, એકસો એક દીન પરસીદ્ધં;
પરતક્ષ થયો દેવ તતખેવં, ત્રિણવાર કહે સ્વયમેવં.–૧૭
માગ્ય માગ્ય હું તુઠો આજં, સારૂં તુજ મનવાંછિત કાજં;
કહે મુનિવર સુણ તું ખેત્રપાલં, તપ કરતાં તું કરે સંભાલં.–૧૮
મહીમા વધારે તું ઇણી ઠામં, ષટ્ દરશણ જપે તુજ નામં;
મહીમા વધે દેશ વિદેશં, શ્રી **શાંતિસૂરિ** મુનિ ઉપદેશં.–૧૯
સિદ્ધવડ સરીખો વડ છે જિહાં, **માણિભદ્ર**નું થાનક તિહાં;
જીવજંતુ ઉગારણ હારં, તિણે થાંનક પલે પારં.–૨૦
આવે સંઘ મલી બહુ સાથં, કરે વિનતી જોડે હાથં;
ગુલ પાપડી કરે સુવિચારં, લેવા આવે વર્ણ અઢારં.–૨૧
દીપ ધૂપ પુષ્પાદિક સારં, વધામણાં દીઈં બહુ વારં;
તેલ સિંદૂર ચઢાવે ચંગં, કેસર ચંદન રૂડે રંગં.–૨૨
**માણિભદ્ર** તુઠો છે દેવં, વંધ્યા સુત આપે તતખેવં;
પિંગલ પાટુ ટાલે સાથં, ચક્ષુહીનને ચક્ષુ દીઈં નાથં.–૨૩

તુજ નાંમે જાઈ વિષ પ્રમેહં, તુજ નાંમે થાયે નિર્મલ દેહં;
વાય ચોરાશી વસમા રોગં, માણિભદ્ર નાંમે જાયઈ સોગં.-૨૪
કુષ્ટ અઢાર અને જ્વર બારં, તુજ નાંમે જાયઈ નિરધારં;
હીયડા હોડીને કંઠમાલં, અંતરગલ પાઠાં વીસરાલં.-૨૫
વાય વાળો અને વળી સૂલં વીસ્ફોટક જાયઈ તે મૂલં;
વ્યાધિ સંકટ ને સનેપાતં, તુજ નામઈ નિવારેં ઉપઘાતં.-૨૬
કાંમણુ ટુંમણુ મંત્ર યંત્રં, અક્ષર જોડાવલી તંત્રં;
ડાકણી સાકણી ને ભૂતપ્રેતં, તુજ નાંમે જાઈ રણખેતં.-૨૭
ગ્રહ પીડા ન કરે તસ દેહં, ધરતી દોષ ટલે તસ ગેહં;
પૂરવજ થાઈ તે સનમુખં, માણિભદ્ર નાંમે શિવસુખં-૨૮
મણિધર ફણિધર જે વિકરાલં, તુજ નાંમઈ થાઈ ફૂલમાલં;
વાઘ સિંઘ આવઈ દેઈ ફાલં, તુજ નાંમે નાસેં તતકાલં.-૨૯
ભર દરીયામાં નહિ તોફાનં, બેડાં તરે માણિભદ્ર ધ્યાનં;
પર દલ આવ્યા દૂરેં પલાઇ, વૈરી કોઈ ન માંડે પાઈ.-૩૦
મારગ ભૂલ્યાં મેલેં સાથં, જલમાં બૂડંતાં દે તું હાથં;
આગ બલંતી થાઈ નીરં, ધ્યાંન કરે માણિભદ્ર વીરં.-૩૧
બંદીખાનાંથી તે મુકાયે, રાજા તુઠો સનમુખ થાઈ;
ધાડ પારધીને વલી ચોરં, તુજ નાંમે ન કરે કાંઈ જોરં.-૩૨
ઘર ઘરણી સુ નિરમલ ચિત્ત, તુજ નાંમે ઘર પૂત્ર વિનીતં;
ન લોપે કોઇ આણુ અખંડ, માણિભદ્ર નાંમે નહિ દંડ.-૩૩
હય ગય રથ પાયક સુખપાલં, મોટા મંદિર ભરીયા માલં;
નવવિધ પરિગ્રહ તણો સંયોગં, માણિભદ્ર નાંમે સુખ ભોગં.-૩૪
દક્ષિણાવર્ત્તનઈ ચિત્રાવેલં, તુજ નાંમે આવે રંગરેલં;
સોના સિદ્ધિ રૂપા સિદ્ધિ જિહાં, તુમ નાંમે આવે ઘર તિહાં.-૩૫
કામકુંભ ચિંતામણિ રત્નં, તુજ નાંમે ઘર રહે તે યત્નં;
તુજ નાંમે આવે સ્વયમેવં, માણિભદ્ર તુઠો સુણુ દેવં.-૩૬
ૐકાર જપેં તુજ નામં, સીઝે તસ મનવાંછિત કામં;
પવિત્રપણે ધરે તુમ ધ્યાનં, તે નર પાંમે જગ જસ માનં.-૩૭
સુરવર માંહી વડો જિમ ઈંદ્ર, ગ્રહ ગણુ માંહી વડો જિમ ચંદ્ર;
બલમાંહે બાહુબલી ધીરં, તિમ વીરમાંહે માણિભદ્ર વીરં.-૩૮

સ્તવના કરે કવિશ્વર કોડ, કરી ન શકે કોઈ તાહરી જોડ;
શ્રવણું સુણતાં બહુ સુખ થાઇં, દુઃખ દારિદ્ર દૂરે જાઇં.–૩૯
માણિભદ્રના ગુણ અપારં, કહે કવિયણ કીમ પામું પારં;
તાહરી કીર્ત્તિં જગમાં વ્યાપી, મગરવાડે તુજ થાપના થાપી.–૪૦

કવિત

માણિભદ્ર સુણ દેવહ સેવમેં તાહરી કીધી,
દુઃખ દારિદ્ર જેહ તેહને સીખ જ કીધી;
દેવ સવેં શિરતાજ કાજ મુજ સઘલા સારો,
મમ શત્રુ હોય જેહ ઉપજતાં વારો;
તપેં તારા ગ્રહ ચંદ્ર તપેં ગિરિ મેરૂ મહીધરા,
તિહાં લગે તપો તું વીર જિહાં લગે તપે તેજ દિનકરા,
જાગતી જોતિ જગમાં સહી શ્રી માણિભદ્ર સાચો સદા,
શાંતિસૂરી કહે વીર સુણિ મુજ આપે સુખ સંપદા.–૪૧

ઇતિ શ્રી માણિભદ્ર વીર છંદ સંપૂર્ણ.



કૃત 'કલિકુંડ પાર્શ્વજિન સ્તવન' યંત્ર સહિત, **શ્રીમુનિચંદ્રસૂરિ** કૃત 'શ્રીકલિકુંડ પાર્શ્વજિન સ્તોત્ર' ખરતરગચ્છાચાર્ય **શ્રીજિનપ્રભસૂરિ** કૃત મંત્રગર્ભિત શ્રીગૌતમસ્વામી સ્તોત્ર,' શ્રી**આર્યનન્દિલ** વિરચિત મંત્રમય 'વૈરોટ્યા સ્તવ' શ્રી **શુભસુંદરગણિ** વિરચિત યંત્રમંત્ર ભેષજાદિ ગર્ભિત 'શ્રીયુગાદિદેવ સ્તવન' ગુજરાતી ટીકા સહિત, 'શ્રીમન્ત્રાધિરાજસ્તોત્ર' શ્રીઉવસગ્ગહરં સ્તોત્ર'ની **શ્રીચંદ્રસૂરિ** વિરચિત મંત્રમય ટીકા તથા તેના સાત યંત્રોના ચિત્રો સહિત, 'શ્રીપદ્માવત્યષ્ટક'ની **શ્રીપાર્શ્વદેવગણિ** વિરચિત પાંચસો બાવીસ શ્લોકની મંત્રમય ટીકા સહિત અને **શ્રીધર્મઘોષસૂરિ** વિરચિત 'શ્રીપાર્શ્વનાથ માલામન્ત્ર સ્તવ' વગેરે મંત્રમય કૃતિઓ **શ્રીયશોવિજયજી ઉપાધ્યાય** વિરચિત મહાચમત્કારીક 'ગોડીપાર્શ્વ સ્તવ' તથા 'શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ સ્તોત્ર' અને શમીના પાર્શ્વનાથ સ્તોત્ર વગેરે સવાસો અમૂલ્ય કૃતિઓનો સંગ્રહ.

## તમે જાણો છો કે ?

આ ગ્રન્થને માટે પાશ્ચાત્ય વિદ્વાનો જેવા કે:–લીડનથી ડૉ. જે. પીએચ વોગલ, ફ્રેન્કફર્ટથી વોલ્ટન રૂબન, હામ્બુર્ગથી ડૉ. ડબલ્યુ. શુબ્રિંગ પી. એચ. ડી, લંડનથી ડૉ. એલ. ડી, બારનેટ, બર્લિનથી ડૉ. એલ. એલ્સડોર્ફ. પી. એચ ડી, નોર્વેથી ડૉ, સ્ટન કોનો, પ્રાગ થી સ્વર્ગસ્થ ડૉ. એમ. વીન્ટરનીટઝ તથા અમેરિકાથી હેલન. એન જોનસન વગેરેનાં સુંદર અભિપ્રાયો મળેલા છે.

## 'અનેકાર્થ સાહિત્ય સંગ્રહ ભાગ ૧ લો'

### કિં. રૂ. ૨—૦—૦

કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીના શિષ્ય શ્રી વર્ધમાનગણિ કૃત, એક શ્લોકના એકસો સોલ અર્થવાળી કૃતિ તથા શ્રી સોમપ્રભસૂરિ કૃત શતાર્થી તથા બંનેના ગુજરાતી ભાષાંતર તથા ગુજરાતી પ્રસ્તાવના સહિત

### 'અધિષ્ઠાયકાષ્ટક'

(૧) સરસ્વતી દેવી (૨) ચક્રેશ્વરી દેવી (૩) પદ્માવતી (૪) અંબિકા દેવી (૫) જ્વાલામાલિની (૬) શાંતિદેવી (૭) બ્રહ્મશાંતિયક્ષ (૮) પદ્માવતી દેવી તથા પાર્શ્વયક્ષના ત્રિરંગી ચિત્રોનું રંગીન માઉન્ટવાળું આલ્બમ કિંમત માત્ર રૂપિઓ દોઢ. દરેકનું પોસ્ટેજ જુદું.

# જૈન મન્ત્રશાસ્ત્રનો મહાન ગ્રંથ

**બહાર પડેલ છે!** **બહાર પડેલ છે!**

## श्री भैरव पद्मावतीकल्प

### કિં ૧૫—૦—૦

ગુજરાત કોલેજના સંસ્કૃત તથા અર્ધમાગધી ભાષાના અધ્યાપક પ્રો. કે. વી. અભ્યંકર તથા પૂજ્ય મુનિ મહારાજ શ્રીપુણ્યવિજયજી તથા ચતુરવિજયજી દ્વારા સંશોધિત તથા સંપાદિત